રાષ્ટ્રીય જીવનચરિત્રમાળા

પંડિત

# વિષ્ણુ દિગમ્બર


વિ. રા. આઠવલે

અનુવાદક :

પ્રા. ભોળાભાઈ એસ. પટેલ





નેશનલ બુક ટ્રસ્ટ, ઇંડિયા

૧

બ્રિટિશ શાસનકાળ દરમિયાન દક્ષિણ મહારાષ્ટ્રમાં અનેક નાનાં રજવાડાં હતાં. પૂનાથી લગભગ ૧૫૦ માઈલ દૂર દક્ષિણમાં આવેલું કુરુંદવાડ આવું જ એક રાજ્ય હતું. ત્યાં દાજીસાહેબ પટવર્ધનનું શાસન હતું. આ કુરુંદવાડમાં વિષ્ણુ દિગમ્બર પળુસકરનો જન્મ નારિયેળી પૂર્ણિમાના પવિત્ર દિવસે ૧૮મી ઑગસ્ટ ૧૮૭૨માં થયો હતો. એમના પિતાનું નામ હતું દિગમ્બર ગોપાલ. કુટુમ્બની પરંપરા પ્રમાણે તો પળુસકર પરિવારનું મૂળ નામ હતું ગાડગીલ. પરન્તુ એમ કહેવાય છે કે પળુસ ગામમાં રહેતા ગાડગીલ પરિવારના એક સભ્યને ત્યાં આધ્યાત્મિક દર્શન લાધ્યું હતું અને તેથી ત્યારથી માંડીને આ ગાડગીલ અને તેમના વંશજો લોકોમાં પળુસકર તરીકે જાણીતા થયા. આ કિંવદંતી સાચી છે કે કેમ તે કહેવું મુશ્કેલ છે. ધીરેધીરે મૂળ નામ ગાડગીલ ભુલાઈ ગયું અને પળુસકર નામ જ ટકી રહ્યું.

વિષ્ણુના પિતા વ્યવસાયે કીર્તનકાર હતા અને આ વ્યવસાયમાં તેમણે ખ્યાતિ પ્રાપ્ત કરી હતી. કિશોર વિષ્ણુ અને તેમના ભાઈ ગોપાળ તેમના પિતાને કીર્તનમાં સાથ આપતા. કીર્તન એ ધર્મવિષયક મરાઠી ભાષાનું એક સ્વરૂપ છે. તેમાં સામાન્ય રીતે પુરાણને લગતું કથાવસ્તુ રજૂ કરવામાં આવે છે અને તેને ભારતવર્ષની પુરાણકથાઓનાં દૃષ્ટાંતો આપી સમજાવવામાં આવે છે. કીર્તન સંગીતથી ભારોભાર ગૂંથાયેલું હોય છે. સારા કીર્તનકાર થવા માટે સંગીતનું સારું જ્ઞાન અને તેના પર અધિકાર હોવો જોઈએ. વિષ્ણુ આમ પોતાના પિતાને કીર્તનમાં સાથ આપીને

સંગીતના પહેલા પાઠો ભણ્યા. તેમને મધુર અવાજની કુદરતી બક્ષિસ હતી: એ જ્યારે મીઠી હલકથી ગાતો ત્યારે તેનો સૂર તાર સપ્તક સુધી પહોંચતો. એટલે જ્યારે કીર્તન ગાતા ત્યારે શ્રોતાઓને હમેશાં પ્રભાવિત કરતા. આમ, બાળક તરીકે પણ તેમની સંગીત માટેની કુદરતી શકિત સુંદર રીતે વિકસિત થતી જતી હતી, તે સાથે તેમનું શાળાનું શિક્ષણ પણ ચાલતું હતું. બેશક આનું શ્રેય કુરુંદવાડના રાજવી દાજીસાહેબ પટવર્ધનને ફાળે જાય છે. આ રાજવી આટલો ઊંડો રસ ધરાવતા હતા તેનું એક કારણ આ પણ હોય કે, રાજકુમાર નાનાસાહેબ વિષ્ણુના સહાધ્યાયી હતા અને બન્ને સાથે અભ્યાસ કરતા. વિષ્ણુએ અંગ્રેજી છ ધોરણનો અભ્યાસ કર્યો અને તે વખતની રૂઢિ પ્રમાણે બહુ નાની ઉંમરમાં એમનાં લગ્ન થયાં. તે સમયે તેમને વારેવારે એક જ પ્રશ્ન મૂંઝવતો કે પિતાને પગલે પગલે ચાલીને કીર્તનકાર થવું કે ધીમે ધીમે જેમાંથી એક નાના અમલદારની કોટિએ પહોંચી શકાય એવી કલાર્ક તરીકેની રાજ્યની નોકરી સ્વીકારવી.

## ૨

વિષ્ણુ જ્યારે આ નાની વયે આ બે વિકલ્પોમાંથી પસાર થતા હશે ત્યારે તેમને એક અકસ્માત નડયો. તેમાં તેઓ લગભગ પોતાની આંખો ખોઈ બેઠા. કૃષ્ણા નદીની એક પારે વસેલું કુરુંદવાડ સામે કિનારે વસેલા પ્રસિદ્ધ યાત્રાધામ નરસોબાચી વાડીની નજીક આવેલું છે. દત્તાજયન્તી પ્રસંગે ભગવાન દત્તાત્રેયના હજારો ભકતો આ વાડીએ એકઠા થાય છે. કુરુંદવાડના રહેવાસીઓ પણ ભારે ઉત્સાહ અને દબદબાપૂર્વક દત્તા-

જયન્તી ઊજવતા. ઉત્સવ દરમ્યાન શેરીઓમાં ખૂબ જ આતશબાજી ખેલવામાં આવતી. નાનો વિષ્ણુ આ ઉત્સવોમાં ભાગ લેતો. આવા એક પ્રસંગે આતશબાજીમાંથી એક તણખો બરાબર એમના ચહેરા પર પડયો. તેને પરિણામે તેઓ દાઝી ગયા અને એમની આંખોને ખૂબ ઈજા પહોંચી. તરત જ દાકતરી સારવાર આપવામાં આવી. દાઝયા હતા તે તો રુઝાઈ ગયું, પણ ઈજા પામેલી આંખની દૃષ્ટિ પુનઃ પ્રાપ્ત ન થઈ શકી. ઘણા ડૉકટરોએ તેમને મદદ કરવાનો પ્રયત્ન કર્યો પણ વ્યર્થ. દાજીસાહેબને લાગ્યું કે સ્થાનીય ડૉકટરો કશું કરી શકે તેમ નથી તેથી વિષ્ણુને ત્યાંથી થોડે દૂર બીજા એવા રાજય મિરજમાં મોકલવાનો નિશ્ચય કર્યો. તે વખતે મિરજ ઘણું પ્રગતિશીલ રાજય ગણાતું, અને દાકતરી સારવાર માટે ખરેખર વધારે સાધનસજજ હતું. તે ઉપરાંત મિરજના રાજવી કુરુંદ-વાડના રાજવીના નજીકના સગા થતા હતા. દાજીસાહેબ પટવર્ધને આ તરુણ વિષ્ણુમાં અંગત રસ લેવા અને એની આંખો સુધારવા માટે બધું કરી છૂટવા વિનંતિ કરી હતી. આમ વિષ્ણુ કુરુંદવાડથી મિરજ આવ્યા.

મિરજમાં ડૉકટર ભાટવાડે તેમની સારવાર કરતા. આંખોને સાજી કરવા માટે શકય તેટલા પ્રયત્નો કરવામાં આવ્યા, પણ તેમાં ઝાઝી સફળતા મળી નહિ. દૃષ્ટિ સાજી થવાની આશા ઓછી થતી ગઈ અને તેની સાથે ભાવિની કારકિર્દી અંગે ચિંતા ઉત્પન્ન થતી ગઈ. નબળી દૃષ્ટિને લીધે તો વાચન પર મનાઈ આવી ગઈ અને કીર્તનકાર માટે તો વાચન મહત્ત્વની વસ્તુ છે. તેથી કીર્તનકાર તરીકેની કારકિર્દી છોડી દેવી રહી, અને કલાર્કની પણ. વિષ્ણુમાં રુચિ ધરાવતા આ બે રાજવીઓ સહિત બધાંની સમક્ષ વિષ્ણુના ભાવિનો પ્રશ્ન ગૂંચવાતો જતો હતો. મિરજમાં દાકતરી સારવાર માટે તેઓ ડૉ૦ ભાટવાડેને ત્યાં જતા. ત્યાં આ કિશોર ભકિતગીતો ગાતો. કીર્તનમાં સાથી તરીકે મળેલા સંગીતશિક્ષણને લીધે તેઓ આ ભકિતગીતો એવા ભાવ અને ઉત્કટતાથી ગાતા કે સંગીતનો અર્થ

સ્વયમેવ સ્પષ્ટ તરી આવતો અને વિષ્ણુના ઊંચા ઘેરા અવાજમાં મૂર્ત થયેલો તે અર્થ શ્રોતાઓના હૃદય સુધી પહોંચી જતો. ડૉ૦ ભાટવાડેનું ધ્યાન તેમના સંગીતની આ વિશિષ્ટ ગુણવત્તા ભણી ગયું અને તેઓ તેમની અત્યંત પ્રશંસા કરવા લાગ્યા. ડૉક્ટરને ઘણીવાર લાગતું કે વિષ્ણુ સંગીતકાર થવાને સર્જાયો છે;—અને તે પણ સામાન્ય કોટિનો નહિ. એટલે એકવાર જ્યારે વિષ્ણુની ભાવિ કારકિર્દી અંગે ચર્ચા થતી હતી ત્યારે ડૉક્ટરે પિતાને સૂચન કર્યું કે, વિષ્ણુ સંગીતકારની કારકિર્દી અપનાવી શકે. પિતા આ બાબતમાં સંમત થયા. પણ આ માટે કેવી રીતે જોગવાઈ કરવી? તેમની ગરીબાઈ એ સૌથી મોટો અંતરાય હતો, તે સાથે આ નાના કિશોરને શિક્ષણ આપવાનું માથે લે એવા યોગ્ય ઉસ્તાદને શોધી કાઢવાની પણ મુશ્કેલી હતી. ગમે તેમ પણ ડૉક્ટરે તેમના પિતાની સંમતિથી આ દિશામાં પ્રયત્નો જારી રાખ્યા. ડૉક્ટરે પોતાનો આ વિચાર મિરજના રાજવી આગળ રજૂ કરવાનું સાહસ કર્યું. તેઓ પણ વિષ્ણુના ભાવિ અંગે અંગત રસ ધરાવતા હતા. રાજવીના અંગત ડૉક્ટર તરીકે તેઓ આ વાત સહેલાઈથી કરી શકયા.

એ ખરેખર સાહસ જ હતું, કારણ કે તે વખતના સમાજમાં સંગીતકારનું સ્થાન સંમાનભર્યું નહોતું, અને કદાચ રાજવી નારાજ થાય એવું કંઈક અંશે જોખમ પણ હતું. પણ એવું લાગે છે કે નિયતિએ જ તેમની આ કારકિર્દી ઘડવાનો નિશ્ચય કરી લીધો હતો, કારણ કે જે બધી મુશ્કેલીઓ લાગતી હતી તે અદૃશ્ય થઈ ગઈ. ડૉ૦ ભાટવાડેના સૂચન સાથે મિરજનરેશ સંમત થયા અને પોતાના દરબારી સંગીતકારને હાથે વિષ્ણુને તાલીમ આપવાની ગોઠવણ કરી. વિષ્ણુએ હાઈસ્કૂલને રામરામ કર્યા અને ૧૮૮૭માં પંદર વર્ષની વયે આ નવી કારકિર્દીમાં પોતાનું નસીબ અજમાવી જોવા મિરજમાં સ્થિર થયા.

# ૩

વિષ્ણુએ મિરજના દરબારી ગાયક પંડિત બાલકૃષ્ણ બુવા ઈચલકરંજીકર પાસે ૧૮૮૭થી ૧૮૯૬ સુધી લગભગ ૯ વર્ષની સંગીતની તાલીમ લીધી. બાલકૃષ્ણ બુવા મોટા ઉસ્તાદ ગણાતા. એ મૂળે તો મહારાષ્ટ્રના હતા પણ સંગીત શીખવા માટે તેમને ગ્વાલિયર જવું પડયું હતું. તે દિવસોમાં ગ્વાલિયર સંગીતની નગરી તરીકે જાણીતું હતું. સૈકાઓ સુધી તે રાજા માન, તાનસેન, બડે મોહમદ ખાન અને એવા અન્ય સંગીતના મહાન ઉસ્તાદો સાથે સંકળાયેલું હતું. તે સંગીતકારોનું પવિત્ર કાશી હતું. જેને સંગીત શીખવાની ઈચ્છા થતી તે હમેશાં ગ્વાલિયર જતો. બાલકૃષ્લ બુવા પણ ગ્વાલિયર ગયા હતા અને ઘણી મુશ્કેલીઓ વેઠીને તથા કઠોર પરિશ્રમ કરીને આ કલા સાધ્ય કરી] હતી. ગ્વાલિયરમાં તાલીમ પૂરી કરીને તાજેતરમાં જ મિરજમાં દરબારી ગાયક તરીકે આવ્યા હતા. ખરેખર તો તેઓ મિરજમાં સ્થિર થયા તે તો એક અકસ્માત માત્ર હતો. તેઓ મુંબઈમાં સ્થિર થવા માગતા હતા, પરન્તુ મુંબઈનાં હવાપાણી તેમને અનુકૂળ ન આવ્યાં અને તેઓ દમના દર્દી થઈ પડયા. મિરજનરેશે અસ્થામા – દમ મટાડવા માટે કેટલીક ઔષધિઓ બતાવી અને તે અસરકારક નીવડી. તે ઉપરાંત મિરજની સૂકી અને ખુશનુમા આબોહવા તેમને અત્યંત માફક આવી ગઈ અને તેથી મિરજનરેશના આગ્રહથી તે દરબારી ગાયક તરીકે ત્યાં સ્થિર થયા અને તેમના આગ્રહથી વિષ્ણુને તાલીમ પણ આપવા લાગ્યા. આવા મશહૂર ઉસ્તાદને માર્ગદર્શક તરીકે મેળવવામાં વિષ્ણુ અત્યંત ભાગ્યશાળી હતા. ૧૮૮૭માં વિષ્ણુએ પોતાના પ્રારંભિક પાઠો લીધા. તે વખતે તેમની વય ભાગ્યે જ ૧૫ વર્ષની હશે.

તે દિવસોમાં સંગીતની તાલીમ લેવી તે એક તપસ્યા હતી. તાલીમાર્થીને

ગુરુને ઘેર બધી જ જાતની સેવા (શારીરિક પણ) આપવી પડતી. નિયમિત વર્ગ જેવું તો હતું નહિ. સ્વરાંકન કરેલી પરંપરાગત રચનાઓ સાથેનાં પાઠયપુસ્તકો પણ પ્રાપ્ય નહોતાં. વળી રાગની વિશિષ્ટતાનું વર્ણન કરતાં પુસ્તકો ય નહોતાં – આવાં પુસ્તકો હજી લખાયાં જ નહોતાં. પોતાની રોજની ઘરકામ અંગેની ફરજો બજાવ્યા પછી, અને તે પણ ગુરુજીનો મિજાજ વિદ્યાર્થીના ફુરસદના સમય સાથે મેળ ખાતો હોય ત્યારે જ પોતાના ગુરુ પાસેથી વિદ્યાર્થીને થોડાક પાઠ ભણવા મળતા. પછી વધારાના ફુરસદના સમયમાં પોતાના પાઠની વિદ્યાર્થીઓ રિયાઝ કરતા. તે દિવસોમાં સંગીતકારો મોટે ભાગે ધૂની અને ઉગ્ર-મિજાજી હતા. વિદ્યાર્થીઓ પોતાની કોઈ પણ મુશ્કેલીના ઉકેલ માટે પ્રશ્ન પૂછવાની હિંમત નહોતા કરી શકતા. આવો કોઈ પ્રશ્ન ગુરુ પ્રત્યેનો અનાદર ગણાવાની સંભાવના હતો, અને તે કવચિત્ શિષ્ય તરીકેની બરતરફી નોતરતો. તે દિવસોમાં સંગીત શીખવાનો એકમાત્ર રસ્તો હતો પોતાના ગુરુનું પૂરેપૂરું અનુકરણ કરવાનો. આવા અંધ અનુકરણની રજૂઆત તે તે સંગીતકારની પોતાની વિકૃતિઓ અને ધૂનના પુનરુચ્ચારણમાં પરિણમતી. પણ જો વિદ્યાર્થીને સંગીત શીખવું હોય તો આ સિવાય બીજો માર્ગ નહોતો.

વિષ્ણુએ જ્યારે સંગીતમાં પોતાના પહેલા પાઠો શરૂ કર્યા ત્યારે તેમની સામે સૌથી પહેલો સવાલ પોતાના અવાજને કેળવવાનો હતો. મોટે ભાગે ૧૫–૧૬ વર્ષની અવસ્થામાં કોઈ પણ કિશોરનો અવાજ સંપૂર્ણ પરિવર્તન પામે છે. તે મંદ્ર બને છે, અને આ સંક્રાંતિકાળમાં જો કાળજી ન લેવાય તો તે સંગીત ગાવા માટે નકામો બની જાય છે. વિષ્ણુનો અવાજ પણ આવા પરિવર્તનમાંથી પસાર થઈ રહ્યો હતો, અને તેથી પોતાના અવાજને પૂરેપૂરો કેળવવા માટે પોતાનો મોટા ભાગનો સમય આપવાનું આવશ્યક હતું. આ બાબતમાં તેઓ

સભાન હતા અને અવાજ કેળવવામાં ભારે પરિશ્રમ ઉઠાવતા. વળી પોતાના ગુરુ જે ઘરાનાના ગાયક હતા તે ઘરાનાની એક ખાસ પદ્ધતિ એ તેમને માટે બીજી મુશ્કેલી હતી. ગુરુજી ગ્વાલિયર ઘરાનાના ગાયક હતા. આ ઘરાનાના સંગીતની ખૂબી તેના સીધા અને વક્ર તાનની ગતિ અને વિશદતામાં રહેલી છે. તેમનો પોતાનો મૂળ અવાજ તો ઘેરો ઘૂંટાઈને આવતો હતો. આવો અવાજ ગ્વાલિયર ઘરાનાના તાનના ગતિશીલ ટેમ્પોને માટે ભાગે એકદમ અનુકૂળ નહોતો. આ નેયતા લાવવા માટે તેમને અથાક પ્રયત્નો કરવા પડયા. તેમણે અલંકાર અને પલટાની રિયાઝ શરૂ કરી જેને લીધે તેમના તાનમાં ગતિ વધતી ગઈ. પોતાના અવાજનું વૉલ્યુમ અને માધુર્ય જાળવી રાખવા માટે પણ તેમને કાળજી લેવી પડતી. તે દરરોજ બેત્રણ કલાક તો રચનાઓ કંઠસ્થ કરવા માટે અને રિયાઝ માટે આપતા, બેથી ત્રણ કલાક પોતાનો અવાજ કેળવવામાં આપતા અને લગભગ બેથી ત્રણ કલાક પોતાના ગુરુ પાસેથી સંગીતની ખરેખરી તાલીમ લેવા આપતા. આ ઉપરાંત કેટલોક સમય તો ગુરુને ઘેર ઘરના કામકાજમાં આપવો પડતો. ધીરે ધીરે તેમણે રિયાઝના કલાકો વધાર્યા. આ ઉપરથી ખ્યાલ આવી શકશે કે તેઓ સંગીત શીખવા માટે કેવો આકરો પરિશ્રમ કરતા હતા અને પોતાની અંગત જરૂરિયાતો માટે કેટલો ઓછો સમય તેમની પાસે રહેતો હશે. બાલકૃષ્ણ બુવા પાસેથી આ લાંબી નવ વર્ષ સુધીની બરાબરની તાલીમ દૃઢતા અને સ્થિરતાથી લઈ શક્યા તે સાચે જ પ્રશંસનીય છે.

જ્યારે તેઓ સંગીતની આ તાલીમ લઈ રહ્યા હતા ત્યારે તેઓ પોતાના ભાવિ અંગે પણ વિચાર કરતા હતા. સૂક્ષ્મ નિરીક્ષણની તેમને કુદરતી બક્ષિસ હતી. સમાજમાં સંગીતકારનો મોભો અત્યંત નીચો છે તે વાત તેમના ધ્યાનબહાર ન રહી શકી. સમાજના મોવડીઓ સંગીત-કારને પોતાનામાંનો એક નહોતા ગણતા. જ્યારે જ્યારે શહેરમાં કોઈ

સામાજિક પ્રસંગ હોય ત્યારે શહેરની મોભાદાર વ્યક્તિઓને આમંત્રણ આપવામાં આવતું, પણ આ આમંત્રિતોમાં એમના ગુરુ બાલકૃષ્ણ બુવાને સ્થાન નહોતું. તેનું એકમાત્ર કારણ એ હતું કે તેઓ ગવૈયા હતા. આ વાત વિષ્ણુ જોઈ શક્યા હતા.

વિષ્ણુને આ સામાજિક અસમાનતાથી ખૂબ દુ:ખ થતું. તેમને હમેશાં લાગતું કે સંગીતકાર કોઈ પણ સન્માનનીય વ્યક્તિ કરતાં સહેજે ઊતરતો નથી. આ ભેદભાવ તેમને અત્યંત દુ:ખી કરતો. સંગીતકારના જીવન ની એક બીજી બાજુ પણ તેમની દષ્ટિ બહાર નહોતી. તેમણે જોયું કે સંગીતકારને પોતાના નિર્વાહ માટે ધનિકોના આશ્રાય પર આધાર રાખવો પડે છે. તેઓ સંગીતકારોને પોતાને ત્યાં ખાનગી જલસાઓ માટે આમંત્રણો આપતા, અને તેમને નજીવું મહેનતાણું આપતા. નોકરીનો બીજો રસ્તો હતો દરબારી ગાયક થવાનો. આમ સંગીતકારોને સ્વાભાવિક રીતે જ આ બે વર્ગો પર આધાર રાખવો પડતો. વળી આ બે વર્ગોના ધૂની સ્વભાવ અને મિજાજ તો કહેવતરૂપ ગણાતા.

સંગીતકારોની આ દયનીય પરિસ્થિતિથી વિષ્ણુને ઘણુ લાગી આવતું. પોતે તો મિરજનરેશના કુટુંબના એક સભ્ય જેવા જ હોવાને લીધે પોતાને લાગતુંવળગતું ત્યાં સુધી તો તેમની સાથે તો જુદી જ રીતે વ્યવહાર થતો. પણ આને લીધે તો તેઓ વધારે બેચેન થતા. તેમણે પણ સંગીતકારની કારકિર્દી પસંદ કરી છે એટલે સાધારણત: તેમની સાથે પણ અન્ય સંગીતકારોની જેમ જ વ્યવહાર થવો જોઈએ, પણ ઉપરના કારણે તેમની બધી જ રીતની આગતાસ્વાગતા થતી. વ્યવહારમાં થતા આ ભેદભાવને તે ઘણીવાર જોઈ શકતા. બાલકૃષ્ણ બુવાના એક ભાવિક શિષ્ય તરીકે તો પોતાના ગુરુ પ્રત્યે બતાવાતો આ ભેદ તેમને જરીયે ગમતો નહિ.

સંગીતના વિદ્યાર્થીને જે મુશ્કેલીઓમાંથી પસાર થવું પડે છે તેનાથી

વિષ્ણુ થોડા જ વખતમાં અવગત થઈ ગયા. સંગીતની કલા દેખીતી રીતે જ અસંસ્કૃત અને અશિક્ષિત વર્ગના લોકોના હાથમાં જઈ પડી હતી, અને આ વિષયમાં કોઈ પણ પુસ્તકના અભાવને કારણે સંગીતના વિદ્યાર્થીઓને સંગીત શીખવા માટે બધી બાબતોમાં તેમના પર આધાર રાખવો પડતો. આ ગવૈયા પોતાના વિદ્યાર્થીઓ પ્રત્યે મફતના ચાકરો જેવો જ વ્યવહાર દાખવતા. તેઓ એવો વિચાર કરતા કે તેઓ વિદ્યાર્થીઓને જે તાલીમ આપે છે તે તેમના પર વરસાવેલી મોટી કૃપા બરોબર છે, તેના બદલામાં તેમની ગમે તે પ્રકારની સેવા કરવાની ફરજથી વિદ્યાર્થીઓ બંધાયેલા છે. સંગીતકારો અને વિદ્યાર્થીઓ બન્ને માટે વિષ્ણુને દુ:ખ થતું. સંગીતકારોની અને સાથે સાથે વિદ્યાર્થીઓની આ મુશ્કેલીઓ દૂર કરવાની એક ચોક્કસ યોજના તેમના દિમાગમાં આકાર લઈ રહી હતી. પોતાની ઉત્તર અવસ્થામાં આ દિશામાં તેમણે જે કાર્ય કર્યું તેનાં બીજ આ સમયમાં જ વવાયાં હતાં.

વિષ્ણુએ થોડાક જ વખતમાં સંગીતમાં સારી એવી પ્રગતિ કરી. સંગીતના જલસાઓમાં તેઓ પોતાના ગુરુને સાથ આપવા લાગ્યા. ધીરે ધીરે તેમણે આત્મવિશ્વાસ સંપાદન કર્યો. ગુરુની પાછળ બેસીને તેમને આધાર આપવા તેમણે ગાવાની શરૂઆત કરી. પણ આમ કરતાં કશા ઈરાદા વિના જ તે ક્યારેક પોતાના ગુરુ કરતાં આગળ ચઢી જતા. મહત્ત્વાકાંક્ષી હોવું તે યુવાન માટે સહજ છે, અને તેઓ પણ તેમાં અપવાદ નહોતા. આ જાતની સ્પર્ધા બાલકૃષ્ણ બુવાના બીજા કેટલાક શિષ્યો સહન ન કરી શક્યા. સંગીતમાં વિષ્ણુની પ્રગતિથી તેઓ તેમના પ્રતિ ઈર્ષ્યાળુ બનતા જતા હતા. તેઓએ ગુરુના કાન ભંભેરવા શરૂ કર્યા અને તેમની સતત ભંભેરણીની છેવટે અસર થઈ. ધીમે ધીમે વિષ્ણુ સામે તેમને પૂર્વગ્રહ બંધાતો ગયો, અને તેઓ વિષ્ણુનો સહવાસ ટાળવા લાગ્યા.

આ સમયે એક એવો પ્રસંગ બન્યો જે વિષ્ણુનું મિરજ છોડવાનું કારણ બન્યો. એક વખતે એવું થયું કે તેઓ પોતાના ગુરુ સાથે ફરવા જતા હતા. મિરજનરેશ પોતાની ગાડીમાં બાજુમાં પસાર થયા. તેમણે પોતાની ગાડી રોકી અને પોતાના પુત્રવત્ ગણાતા વિષ્ણુને ગાડીમાં બેસવા કહ્યું. પણ તેમને તેમના કર્મચારી બાલકૃષ્ણ બુવાને બેસવાનું કહેવું સૂઝયું નહિ. વિષ્ણુ અસહાય હતા. તેમને રાજવી સાથે જવું પડયું. આ પ્રસંગે બુવાના હૃદયમાં ઊંડો ઘા કર્યો. આવી રીતનો બીજો એક પ્રસંગ તો છેલ્લો ઘા સિદ્ધ થયો. મિરજમાં એક ફેકટરીના ઉદ્ઘાટન પ્રસંગે રાજ-દરબારની મોભાદાર વ્યકિતઓ અને નગરના બીજા પ્રતિષ્ઠિત સજ્જનોને આમંત્રણ આપવામાં આવ્યું હતું. જેને આમાં આમંત્રણ ન મળ્યું તેવી એક જ વ્યકિત હતા માત્ર બાલકૃષ્ણ બુવા. પોતાના ગુરુ પ્રત્યેના આ ભેદભાવથી વિષ્ણુને અત્યંત દુ:ખ થતું હતું. આમાંથી બચવાનો એક—માત્ર માર્ગ હતો, મિરજ છોડવાનો અને પોતાના પગ પર ઊભા રહે-વાનો. આ વખતે તેઓ આત્મવિશ્વાસથી છલોછલ અને ઉત્સાહથી ઊભ-રાતા ૨૪ વર્ષના યુવાન હતા. બાલકૃષ્ણ બુવા પાસેથી તેમને ઉત્તમ તાલીમ મળી હતી. સંગીતના ક્ષેત્રમાં તેઓ કશુંક અનોખું કરવા માગતા હતા. તેમણે જાણ્યું કે, આવી રીતના બીજા વધારે પ્રસંગો બનશે તો ગુરુનો પૂર્વગ્રહ તેમના સંબંધો તૂટી જાય ત્યાં સુધી પહોંચશે. અને આવું થાય તેમ તેઓ ઈચ્છતા નહોતા.

મિરજ છોડવાનો નિર્ણય લેવાયો હતો, પણ તેને અમલમાં મૂકવાનું સહેલું નહોતું. સૌથી મોટી મુશ્કેલી આર્થિક હતી. અત્યાર સુધી તેમને આવી ચિંતા નહોતી.

વિષ્ણુને ખબર હતી કે મિરજનરેશને મિરજ છોડવાનો પોતાનો નિર્ણય જણાવતાં તેઓ કયારેય આ યોજનાને અનુમતિ આપશે નહિ. તેમને એમ પણ લાગ્યું કે ગુરુ પણ તેમના આ વિચારને મંજૂર નહિ

કરે. તેથી આ બન્નેથી પોતાની યોજના છૂપી રાખવી પડે તેમ હતું. તેમણે આ બાબતમાં પોતાના અત્યંત નિકટના સાથીદારો અને મિત્રો સાથે ચર્ચા કરી. તેઓએ પૂરેપૂરી રીતે તેમના વિચારને સમર્થન આપ્યું. તેમના શુભેચ્છકોમાંના એક શ્રી કેશવરાવ પટવર્ધને પોતાના પિતા પાસેથી થોડાક પૈસા મેળવવાની વ્યવસ્થા કરી અને વિષ્ણુને આપ્યા. તેમના બે સહાધ્યાયી શ્રી કૃષ્ણાજી હેરલેકર અને શ્રી બળવંતરાય કાણેએ તેમની સાથે જોડાવાનો નિર્ણય કર્યો. ૧૮૯૬ની શ્રાવણી પૂર્ણિમાએ ત્રિપુ-ટીએ એક શુભ આશયથી મિરજ છોડ્યું. સંગીતના ક્ષેત્રમાં કંઈક નોંધપાત્ર કરવાની મહેચ્છાથી પ્રદીપ્ત એવી આ ત્રિપુટીએ પોતાના ઉદાહરણ દ્વારા સંગીતકાર પણ અન્ય સંમાન્ય નાગરિકોની જેમ આદર સહિત કેમ રહી શકે છે તે બતાવી આપવાનો નિર્ધાર કર્યો હતો.

## ૪

મિરજ છોડયા પછી તેઓ પહેલાં ઔંધ આવ્યા, અને ત્યારબાદ સતારા ગયા. એક વખતની મરાઠી રિયાસતની રાજધાની સતારા પૂનાથી ૭૦ માઈલના અંતરે આવેલું છે. ત્યાં, સૌ પહેલી વાર, વિષ્ણુ દિગમ્બરે પોતાનો સ્વતંત્ર કાર્યક્રમ આપ્યો. એમાં જે મહેનતાણું મળ્યું તે અત્યંત અલ્પ હતું, પણ તેમની આ સૌથી પહેલી જાતકમાઈની આવક હતી. તે સ્વીકા-રવામાં તેમણે ગર્વનો અનુભવ કર્યો. પછીનાં વર્ષોમાં પોતાના શિષ્યોને પંડિતજી સગર્વ આ હકીકતનો નિર્દેશ કરીને કહેતા: "હવે હું હજારો રૂપિયા કમાઉ છું, પણ મારી કારકિર્દીના આરંભમાં જે પહેલું મહેનતાણું મને મળ્યું તે મારે મન અમૂલ્ય હતું." આ પછી તેઓ વડોદરા

ગયા. વડોદરામાં તેઓ કોઈને ઓળખતા નહોતા, તેમ છતાં તેમણે વડોદરા જવાનો નિર્ણય કર્યો કારણ કે ગ્વાલિયરની જેમ વડોદરા પણ સંગીતનું કેન્દ્ર ગણાતું, અને અનેક સંગીતકારો પોતાનું નસીબ અજમાવવા ત્યાં જતા. આ રાજ્યનું રાજ્યકુટુંબ સંગીતમાં રુચિ ધરાવતું અને કલાકારોને ઉદારતાપૂર્વક સહાયતા કરતું. વડોદરાનરેશના દરબારમાં અનેક ખ્યાતનામ સંગીતકારો હતા. વિષ્ણુ દિગમ્બર પોતાના બે શિષ્યો સાથે વડોદરા ગયા. તેઓએ રામજીમંદિરમાં ઊતરવાનો વિચાર કર્યો. તેઓ શહેરમાં કોઈને ઓળખતા નહોતા, અને તેમ છતાં તેઓ શહેરના જાણીતા સંગીતકાર કે રાજવી કુટુમ્બ કે સંગીતના અન્ય આશ્રયદાતાઓ સમક્ષ પોતાને રજૂ કરવાની પરંપરાગત રીતિને અનુસરવાથી દૂર રહ્યા. તેમને લાગ્યું કે જો ખરેખર તેમનામાં સાચી ગુણવત્તા હશે તો લોકો જાતે જ તેમની પાસે આવશે અને તેમને કાર્યક્રમ આપવા માટે નિમંત્રિત કરશે. તેમણે તે મંદિરમાં રોજ પ્રાતઃકાળે ચારથી આઠ વાગ્યા સુધી સંગીતની રિયાઝ કરવાની શરૂ કરી. સર્વત્ર શાંતિ અને નીરવતા છવાયેલાં હોય એવો સવારનો સમય રિયાઝ કરવા માટે યોગ્ય રીતે પસંદ કરવામાં આવ્યો હતો. તેથી આસપાસમાં તેમનું સંગીત સ્પષ્ટતાથી સાંભળી શકાતું. પરિણામે આજુબાજુના વિસ્તારમાં તેની ધારી અસર પડી. ધીરે ધીરે લોકોમાં વાતો થવા લાગી કે કોઈ અચ્છા સંગીતકાર નગરમાં આવ્યા છે અને રામજીમંદિરમાં ઊતર્યા છે, ને વહેલી સવારમાં પોતાની રિયાઝ કરે છે. સંગીતપ્રેમીઓ તેમને સાંભળવા મંદિરમાં એકઠા થવા લાગ્યા. જોતજોતાંમાં તેઓ શહેરના સંગીતરસિયા લોકોની વાતનો વિષય બની ગયા અને ઘણા કલાવિવેચકો તેમ જ સારા ગવૈયાઓના સંપર્કમાં આવ્યા. તેમણે તેમના સંગીતની અત્યંત પ્રશંસા કરી.

વડોદરાનું રાજ્યકુટુમ્બ સંગીતનું ઘણું જ શોખીન હતું. દરબારમાં પોતાની આવડત દેખાડવા વડોદરા આવતા કોઈ પણ સારા સંગીતકારને

તક આપતું. થોડાક જ વખતમાં વિષ્ણુ દિગમ્બરની કીર્તિ નગરમાં ફેલાઈ ગઈ. સંગીતકાર તરીકેના તેમના ગુણો મહારાણી જમનાબાઈને કાને પડયા. તેમણે દરબારમાં કાર્યક્રમ આપવા માટે વિષ્ણુ દિગમ્બરને રાજકીય નિમંત્રણ પાઠવ્યું. તેઓ તો આવી કોઈ તકની રાહ જોતા જ હતા. તરત જ આમંત્રણનો સ્વીકાર કર્યો. અત્યાર સુધીની ચાલી આવતી પરંપરા પ્રમાણે કોઈ સંગીતકાર અતિથિ આવતો ત્યારે દરબારના ગાયકો પહેલાં ગાતા, અને પછી અતિથિ પોતાનો કાર્યક્રમ આપતો. પણ કંઈક અંશે વિષ્ણુ દિગમ્બરની યુવાન વયને કારણે અને કંઈક અંશે અદેખાઈને કારણે દરબારના ગાયકોએ નમ્રતાપૂર્વક વિનતિ કરી કે વિષ્ણુ દિગમ્બર પ્રથમ ગાય અને તે પછી તેઓ પોતાની આવડત બતાવવા તૈયાર હતા. વિષ્ણુ દિગમ્બર સમજી ગયા કે તેમને માટે આ એક પડકાર હતો. તેમણે તેનો સ્વીકાર કર્યો અને આત્મવિશ્વાસ સાથે તાનપૂરો હાથમાં લીધો, અને દિલ દઈને ગાયું. તેમનો અવાજ મધુર ઊંચા સૂરોમાં ઘૂંટાઈને આવતો. તેમણે આ ગુણનો પૂરેપૂરો કસ કાઢવાનો નિર્ણય કર્યો. તેમણે હમેશ કરતાં જરા વધારે ઊંચા સૂર પર તાનપૂરાને ગોઠવ્યો. ગ્વાલિયર ઘરાનાના સંગીતની શ્રોતાઓ પર ઊંડી અસર થઈ. પંડિત વિષ્ણુ દિગમ્બરે બેથી ત્રણ કલાક સુધી ગાયું અને દરબારી શ્રોતાઓને અત્યંત પ્રભાવિત કરી દીધા. તે પછી દરબારના સંગીત-કારોને ગાવા માટે કહેવામાં આવ્યું. એક પછી એક ગાયક આગળ આવ્યા, પણ તેમની સાથે સ્પર્ધામાં ટકી શકયા નહિ. છેવટે વડોદરાના સૌથી મશહૂર ગાયક ખાનસાહેબ ફૈયાઝ મોહમ્મદ ખાંએ બેઠક લીધી. તેઓ સમજી ગયા કે આ યુવાને પોતાના અવાજની ઊંચાઈને કારણે પોતાને અનુકૂળ એવું વાતવરણ સર્જી દીધું હતું તેથી તેમણે વિષ્ણુ દિગમ્બરે મેળવેલા તાનપૂરાના સૂરોની ઊંચાઈમાં ફેરફાર કર્યો નહિ અને તે જ સૂરમાં ગાવા લાગ્યા. ખાનસાહેબનો અવાજ જાડો અને મંદ્ર

સપ્તકને યોગ્ય હતો. કદાચ આ કારણે કે બીજા કોઈ કારણે હશે તેઓ તે દિવસે શ્રોતાઓને પ્રભાવિત કરી શકયા નહિ. તે જલસો વિષ્ણુ દિગમ્બરનો સ્પષ્ટ વિજય હતો. 'બિચારો બ્રાહ્મણનો છોકરો' એવા અનાદરપૂર્વક તેમનો ઉલ્લેખ કરતા સંગીતકારોના પડકારનો તેમણે જવાબ આપ્યો હતો.

વિષ્ણુ દિગમ્બરના કાર્યક્રમથી મહારાણી અત્યંત ખુશ થયાં અને તેમણે તેમને ૭૦૦ રૂપિયા રોકડા અને તે ઉપરાંત કદરદાનીના પ્રતીક તરીકે પરંપરાગત રીતે અપાતી શાલ આપ્યાં. પણ આ યુવાન સંગીત-કારને વિદાય આપતી વખતે એવું સૂચન કર્યું કે તેઓ વહેલામાં વહેલી તકે વડોદરા છોડે તે તેમને માટે સારું છે, કેમ કે સ્થાનિક ગવૈયા તેમના પ્રતિ ઈર્ષ્યાળુ તો હતા જ અને તે દિવસના કાર્યક્રમથી તે અદેખાઈ એટલી હદે વધી કે તેઓ વિષ્ણુ માટે ગંભીર મુશ્કેલીઓ ઊભી કરી શકે. વિષ્ણુ દિગમ્બરે આ સૂચન ધ્યાનમાં રાખ્યું અને ૧૫-૨૦ દિવસના ટૂંકા મુકામ પછી વડોદરા છોડી દીધું.

વડોદરાના જલસાએ તેમની કીર્તિને એક અગ્રણી ગવૈયા તરીકે સ્થાપિત કરી દીધી. તે પછી તે વખતે કાઠિયાવાડ કહેવાતા સૌરાષ્ટ્રભણી તેઓ ગયા. સૌરાષ્ટ્રમાં અનેક નાનાંમોટાં રજવાડાં હતાં, અને તેમાંનાં ઘણાં સંગીતનાં સારાં એવાં આશ્રયદાતા હતાં. જૂનાગઢ, જામનગર અને રાજકોટ જેવાં રાજ્યોમાં સંગીતકારોને સારો એવો આશ્રય મળતો અને તેમનું સારું સ્વાગત થતું. વિષ્ણુ દિગમ્બર પહેલાં રાજકોટ ગયા. ૧૮૯૭ની તે સાલ હતી. ત્યારે મહારાષ્ટ્રમાં પ્લેગની મહામારી ચાલતી હતી. રાજકોટ સ્ટેશને તેઓ મહારાષ્ટ્રથી આવે છે એવું ડૉકટરોએ જાણ્યું કે તેમના મિત્રો સાથે તેમને એક ધર્મશાળામાં કવૉરન્ટાઈનમાં (વસતિથી દૂર) રાખવામાં આવ્યા. ધર્મશાળામાં વિષ્ણુ દિગમ્બરે હમેશ પ્રમાણે પોતાની રિયાઝ શરૂ કરી દીધી. ફરજ પરના ડૉકટરે તેમને સાંભળ્યા પછી

જણાવ્યું કે તેમણે હમણાં જ જાણ્યું છે કે મહારાષ્ટ્રના કોઈ યુવાન અને આશાસ્પદ સંગીતકારે વડોદરામાં સંગીતના ક્ષેત્રમાં પોતાનું નામ કાઢયું છે. વિષ્ણુ દિગમ્બર આ સંગીતકારને ઓળખે છે કે કેમ એવી તેણે પૃચ્છા કરી. ડૉકટરને ખબર પડી કે તે સંગીતકાર તો સામે ઊભેલા વિષ્ણુ દિગમ્બર પોતે જ હતા. તરત જ તેમને તેમના સાથીદારો સાથે કવૉરન્ટાઈનમાંથી મુકત કર્યા અને માનપૂર્વક શહેરમાં પ્રવેશ કરવા દીધો.

સંગીતની કલાને સંમાનનીય અને સંગીતકારના સ્થાનને માનવંતું અને ગૌરવપૂર્ણ બનાવવાની સતત ઝંખના વિષ્ણુ દિગમ્બર સેવ્યા કરતા. તેમણે જોયું કે સામાન્ય સ્થિતિના સંગીતરસિયા માનવીને તો સારા ગવૈયાઓને સાંભળવાની તક મળતી નથી, કારણ કે જૂજ પસંદગીના શ્રોતાઓને જ દરબારમાં અથવા ધનિકોને ત્યાં યોજાતા આવા જલસાઓમાં પ્રવેશ મળતો. તેથી તેમણે સંગીતના ક્ષેત્રમાં નવું અને ક્રાન્તિકારી દષ્ટિબિંદુ રજૂ કર્યું. તેમણે પ્રવેશ-ફી રાખીને જાહેરમાં સંગીતના કાર્યક્રમો આપવાનો નિર્ણય કર્યો. આજે તો આ સામાન્ય વસ્તુ છે, પણ તે દિવસોમાં તો તે એકદમ ક્રાન્તિકારી વિચાર હતો. આ પરિવર્તને સંગીત સાંભળવાની ઇચ્છા રાખનાર દરેકને આવા જલસાઓ સાંભળવાને શકિતમાન કર્યા. તેઓ કહેતા કે તેમણે સંગીતની કલાનું લોકશાહીકરણ કર્યું છે. જાહેર કાર્યક્રમોનો આ પ્રયોગ અત્યંત સફળ પુરવાર થયો. સંગીતકારોને પોતાની આજીવિકા રળવાનો એક નવો માર્ગ સાંપડયો અને ધનિક આશ્રયદાતાઓ પર આધાર રાખવાનું રહ્યું નહિ. આમ વિષ્ણુ દિગમ્બરે સંગીતને લોકપ્રિય બનાવવાનું શરૂ કર્યું. તેમણે સૌરાષ્ટ્રનાં બીજાં સ્થળોએ આ પ્રયોગ ફરી ફરી કર્યો અને ખ્યાતિ મેળવી.

જો કે, અનુભવ કહે છે તેમ કોઈ પણ નવા વિચારનો રૂઢિવાદીઓ વિરોધ કરે જ છે. દરબારી સંગીતકારો અને તેમના ટેકેદારોએ આવા

જાહેર કાર્યક્રમોનો સખત વિરોધ કર્યો. વિષ્ણુ દિગમ્બરના ગુરુ પણ તેમની સાથે જોડાયા અને જાહેર કાર્યક્રમો આપવાનો આ વિચાર નાપસંદ કર્યો. ટીકાનો મુખ્ય મુદ્દો એ હતો કે આવા જાહેર કાર્યક્રમોથી સંગીતની કળા સસ્તી અને બજારુ ચીજ બની જશે. પણ વિષ્ણુ દિગમ્બર અડગ રહ્યા અને આવી ટીકાઓની અવગણના કરતા રહ્યા. તેમણે જાહેર કાર્યક્રમો આપવાનું ચાલુ રાખ્યું.

સૌરાષ્ટ્રની આ યાત્રા દરમ્યાન એક વિચિત્ર પ્રસંગ બન્યો હોવાનું કહેવાય છે. આ વાત તેમના એક શિષ્યે કહેલી છે. તેમણે તે વાત પંડિત વિષ્ણુ દિગમ્બર પાસેથી તેમના અંતિમ દિવસોમાં સાંભળેલી. વિષ્ણુ દિગમ્બર એક સ્થળેથી બીજે સ્થળે માત્ર પૈસા અને ખ્યાતિ રળવાના હેતુથી જ નહિ, પરન્તુ જ્યાં પોતે સ્થિર થઈ શકે અને સંગીતના ક્ષેત્રમાં તેમનું કામ શરૂ કરી શકે એવા સ્થળની શોધમાં પણ હતા. તેમણે જૂનાગઢ નજીકના પવિત્ર ગિરનારની યાત્રા કરી. ત્યાં દેવ ભકતોને આશીર્વાદ આપે છે એવું કહેવાતું. વિષ્ણુ દિગમ્બર અને એમના શિષ્યોએ ગિરનાર પર ચઢવાનું શરૂ કર્યું. એટલામાં અચાનક વરસાદ શરૂ થયો. તેમણે નજીકમાં આશ્રય લીધો અને જ્યારે વરસાદ થંભ્યો ત્યારે વિષ્ણુ દિગમ્બરે પોતાના શિષ્યોને આગળ વધવા કહ્યું, કારણ કે તેઓ ત્યાં થોડો સમય આરામ લેવા અને ત્યાંની શોભાનો આનંદ લેવા ચાહતા હતા. તેમને એકલા રહેવા દઈ શિષ્યો આગળ ગયા. તેમણે આજુબાજુ નજર કરી અને સુંદર પરિવેશે તેમને પ્રભાવિત કર્યા. ગાવાની એક તીવ્ર ઈચ્છા તેમના મન પર સવાર થઈ ગઈ અને જાણે આપમેળે સંગીત ફૂટી નીકળ્યું. એક ધૂની માણસની જેમ તેમણે ગાયું. અચાનક તેઓને લાગ્યું કે કોઈ તેમના ગાનને ચોરીછૂપીથી સાંભળી રહ્યું છે અને તેમના સૂરોને દાદ આપી રહ્યું છે. તેમણે ઊંચે જોયું અને એક સંન્યાસીને ઊભેલા, અને એમના સંગીતને એક-

ધ્યાને સાંભળતા જોયા. સંન્યાસીની આ દખલ તેમને ગમી નહિ. તેમણે જરા વ્યંગમાં સંન્યાસીને પૂછ્યું કે તેમને કંઈ સંગીતનું જ્ઞાનબાન છે ખરું? તપસ્વીએ જવાબ આપ્યો: "હા, છે ખરું પણ બહુ જ ઓછું." વિષ્ણુ દિગમ્બરને તેમના શબ્દોમાં વિશ્વાસ આવ્યો નહિ, જેથી જરા તિરસ્કારપૂર્વક ફરીથી પૂછ્યું: "મારા સંગીત વિષે તમારો શો ખ્યાલ છે?" સંન્યાસીએ જવાબ આપ્યો: "સમગ્રપણે તો તે બરાબર છે, પણ તેમાં એક મોટી ખામી છે." તેમણે સંન્યાસી પાસેથી આવી સ્પષ્ટ આલોચનાની અપેક્ષા કરી જ નહોતી. તેમણે સંન્યાસીને પોતાની સાથે ગાવાનું અને પોતાની ખામીઓ દર્શાવવાનું કહ્યું. સંન્યાસીએ જવાબ આપ્યો: "તમે મારી આજ્ઞાથી ગાતા નહોતા, તો હું તમારી આજ્ઞાથી શા માટે ગાઉં? હું તો મારી મરજી થશે ત્યારે ગાઈશ, અને જો તમે નસીબવાન હો તો તમને એ સાંભળવાની તક મળે." આટલું કહીને સંન્યાસી અરણ્યમાં અંતર્ધ્યાન થઈ ગયા. તેમના ગયા પછી વિષ્ણુ દિગમ્બર તેમની સાથે થયેલા વાર્તાલાપ વિષે વિચાર કરવા લાગ્યા. શ્રાન્ત અને કલાન્ત એવા તેમણે ચાલવાનું શરૂ કર્યું. જયારે તે થોડે દૂર ગયા ત્યારે અરણ્યની ખીણમાંથી આવતા કેટલાક મધુર સૂરો તેમણે અચાનક સાંભળ્યા. તેમણે સૂરોની દિશામાં ગતિ કરી અને એક ખંડિયેર દેવાલયમાં આવી પહોંચ્યા. તે દેવાલયમાં દેવીની એક મૂર્તિ હતી. તે મૂર્તિની સામે પેલા સંન્યાસી એકદમ તન્મય બનીને ગાતા હતા. તેઓ તેમને સાંભળતા ત્યાં ઊભા રહ્યા. ધીરે ધીરે સંગીતે તેમના પર સંપૂર્ણ અધિકાર જમાવી લીધો. તેમને લાગ્યું કે, સંન્યાસીની પાસે કોઈક ચમત્કારિક શકિત છે. પોતાના અસભ્ય વ્યવહાર માટે પશ્ચાત્તાપ કરતા તે આગળ ગયા અને સંન્યાસીનાં ચરણોમાં આળોટી પડ્યા.

પોતાનું સંગીત થંભાવીને પેલા સંન્યાસીએ પૂછ્યું કે તે શા માટે અહીં આવ્યો છે? વિષ્ણુ દિગમ્બરે અતિ નમ્ર બની તેમની માફી માગી અને તેઓએ સંગીતની આવી ચમત્કારક શકિત કેવી રીતે પ્રાપ્ત

કરી છે, તે કહેવાની વિનતિ કરી, તથા આવી શકિત મેળવવાનો માર્ગ બતાવવા પ્રાર્થના કરી. સંન્યાસીએ જરા ઠપકાની ભાષામાં કહ્યું કે, ભપકાબંધ કપડાં પહેરનાર અને ઘમંડપૂર્વક પોતાની કળાનું પ્રદર્શન કરનાર આવી શકિત મેળવી નથી શકતો. વિષ્ણુ દિગમ્બરે પોતાનો મૂલ્યવાન પોશાક ફેંકી દીધો અને પોતાના શિષ્ય તરીકે સ્વીકારવા સંન્યાસીને વિનતિ કરી. કંઈ પણ ઉત્તર આપ્યા વિના સંન્યાસી તો ઊભા થયા અને ચાલવા લાગ્યા. વિષ્ણુ દિગમ્બર સ્વભાવે જક્કી હતા. તેમણે સંન્યાસીને અનુસરવાનો પ્રયાસ કર્યો. સંન્યાસીએ તેમને નિરુત્સાહિત કરવાનો પ્રયત્ન કર્યો. સંન્યાસીએ તેમને કહ્યું કે તમે સંન્યાસી બનવા જન્મ્યા નથી. તેમણે વિષ્ણુ દિગમ્બરને તેમણે લીધેલી પ્રતિજ્ઞા યાદ કરવાનું અને ઉત્તરમાં પંજાબ તરફ જઈ ત્યાં સ્થિર થવાનું જણાવ્યું, જ્યાં તે સમૃદ્ધ થશે. સંન્યાસીએ શિખામણ આપી: "તમારે નમ્ર અને વિનયી થવું પડશે, તો જ લોકો તમારી આજુબાજુ એકઠા થશે અને તમે તમારી પ્રતિજ્ઞા પૂર્ણ કરવાને શકિતમાન થશો." તેમણે તેમને ફરી મળવાનું વચન આપ્યું અને અરણ્યમાં અદૃશ્ય થઈ ગયા. પંડિતજી પોતાના શિષ્યોને પોતાની ઉત્તરાવસ્થામાં કહેતા કે, આ શિખામણે તેમની ભાવિ કારકિર્દીને ઘાટ આપ્યો હતો અને તેમના સમગ્ર જીવન દરમિયાન તેમને માર્ગદર્શન આપ્યું હતું.

સંન્યાસી સાથેના વાર્તાલાપમાંથી પ્રેરણા મેળવીને વિષ્ણુ દિગમ્બરે ગ્વાલિયર ભણી પોતાની બીજી યાત્રાનો તબક્કો શરૂ કર્યો. તેમને માટે ગ્વાલિયરનું વિશિષ્ટ આકર્ષણ હતું. તે સંગીતનું કેન્દ્ર હતું. તદુપરાંત પોતે જે ઘરાનાના ગાયક હતા તે ગ્વાલિયર ઘરાનાનું તે ઉદ્ભવસ્થાન હતું. આ મોટા નગરમાં પોતાની સંગીતપ્રતિભા દર્શાવવાનો અને લોકોનાં હૃદયને જીતી લેવાની તેમને યોગ્ય રીતે જ આકાંક્ષા હતી. આત્મવિશ્વાસ કેળવવા જેટલી પર્યાપ્ત ખ્યાતિ તેઓએ પ્રાપ્ત કરી

હતી. આરંભમાં પોતાના ગુરુ બાલકૃષ્ણ બુવાના પરમ મિત્ર અને ખ્યાતનામ વિદ્વાન શ્રી ચિન્તામણરાવ વૈદ્યને ત્યાં રહ્યા. પછી વિષ્ણુ દિગમ્બર બીજે સ્થળે ગયા. ત્યાં તેઓ ચાર માસ રહ્યા. તેમણે ગ્વાલિયરમાં કેટલાક સંગીતના કાર્યક્રમ આપ્યા. દક્ષિણમાંથી આવતો સંગીતકાર ગ્વાલિયર ઘરાનાની શૈલીમાં આટલી શુદ્ધિથી અને આટલા અધિકારથી ગાઈ શકે છે એ ગ્વાલિયરવાસીઓ માટે નવો જ અનુભવ હતો. વિષ્ણુ દિગમ્બરનો સૂર તેમને દશબાર વર્ષ પહેલાં અવસાન પામેલા પ્રસિદ્ધ સંગીતકાર બાબા દીક્ષિતની યાદ આપતો હતો. બાબા દીક્ષિત મહાન સંગીતબંધુઓ હદ્દુખાન અને હસુખાનના શિષ્ય હતા. ગ્વાલિયરમાં વિષ્ણુ દિગમ્બરના કાર્યક્રમો એકી અવાજે વખાણાયા. તે વખતના ગ્વાલિયરના આપ્ટે ગુરુજી, શંકર પંડિત, અમીરખાન આદિ પ્રસિદ્ધ સંગીતકારોએ તેમના કાર્યક્રમો માટે તેમની પ્રશંસા કરી. તેમની ખ્યાતિ ખૂબ ફેલાઈ અને તેમને અનેક સરદારોએ પોતાને નિવાસે જલસા આપવા નિમંત્રણો પાઠવ્યાં. મહારાજા માધવરાવ સિંધિયાએ પણ એકવાર તેમને આમંત્રણ આપ્યું હતું. તેમના કાર્યક્રમથી તેઓશ્રી અત્યંત ખુશ થયા હતા. તે દિવસોના રિવાજ મુજબ તેમણે તેમને કદરદાનીના પ્રતીક તરીકે અનેક ભેટસોગાદો આપી હતી. મહારાજાએ તેમને મથુરા, ભરતપુર અને અન્ય સ્થળોની નામાંકિત વ્યકિતઓ પર ઓળખપત્ર લખી આપ્યા. તે ઓળખપત્રોને લીધે તે તે સ્થળોમાં તેમને તેમના નિવાસ દરમિયાન ઘણી બધી સુવિધા મળી હતી.

ગ્વાલિયરથી તેઓ મથુરા ગયા. તેઓ ત્યાં સાતઆઠ માસ રહ્યા. મથુરાના નિવાસ દરમ્યાન તેમણે સંગીતના કાર્યક્રમો આપ્યા, એટલું જ નહિ, પણ તે ઉપરાંત જેમાં મોટા ભાગના શિષ્ટ સંગીતની રચના થાય છે, એવી વ્રજભાષાનો પણ અભ્યાસ કર્યો. વિષ્ણુ દિગમ્બરે જોયું કે જો તેમને સંગીતકલાનો પ્રસાર કરવો હોય તો વ્રજભાષા શીખવી રહી.

તેઓ હિન્દી તો સારી રીતે જાણતા હતા. વ્રજભાષા હિન્દીની એક બોલી છે. મથુરામાં તેમણે સંગીતને લગતા જૂના સંસ્કૃત ગ્રંથોમાં ઝીણું કર્યું. ધ્રુપદ ગાયકીમાં નિપુણ એવા જાણીતા ગાયક ચંદન ચૌબે મથુરામાં રહેતા હતા. વિષ્ણુ દિગમ્બર તેમના સંસર્ગમાં આવ્યા. તેમની સાથે અનેક ચર્ચાઓ થતી અને તેમાંય ખાસ તો તેમના નૈપુણ્યના વિષય ધ્રુપદ અંગે તેમણે આ નવી શૈલી શીખી લીધી, એટલું જ નહિ, પણ તેમાં કેટલીક નવી રચનાઓ પણ કરી. પોતાની મહત્તામાં થોડોક વધારો કરવા માટે જ માત્ર તેઓ સંસ્કૃતના જૂના ગ્રંથો જોતા નહોતા, પરન્તુ જૂના સિદ્ધાંતોનો નવા સિદ્ધાંતો સાથે સમન્વય સ્થાપી શકાય તે હેતુથી જોતા હતા. તેઓ પ્રાચીનના અંધ અનુયાયી નહોતા તેમ નવીનતાના અતિ આગ્રહી પણ નહોતા. મથુરાના લાંબા નિવાસ દરમ્યાન તેમણે સંગીતના પંડિત તરીકેની નામનાનો પાયો નાખ્યો એમ કહી શકાય

મથુરાથી તેઓ ભરતપુર આવ્યા. અહીં પણ એમણે લોકો પર ઘણો સારો પ્રભાવ પાડયો. પરન્તુ ભરતપુરમાંના તેમના નિવાસનું એક ખાસ મહત્ત્વ છે કારણ કે, અહીં જ તેઓએ સર્વપ્રથમ જાહેરમાં પ્રવચન કર્યું. શ્રી મયાશંકર જાની નામના એક સ્કૂલ ઈન્સ્પેક્ટર તેમના પ્રશંસકો-માંના એક હતા. શ્રી જાનીએ તેમને જાહેરમાં બોલવા માટે પ્રોત્સાહિત કર્યા. પહેલાં તેઓ પ્રશ્નોના ઉત્તર આપવાને બહાને બોલતા અને પછી ધીમે ધીમે એક સ્વતંત્ર વકતા તરીકે સંગીતવિષયક વ્યાખ્યાનો આપવા લાગ્યા. સંગીતનો પ્રસાર કરવો હોય તો વક્તૃત્વછટા કેળવવાનું તેમને માટે આવશ્યક હતું. તેથી તેમણે શ્રી જાનીની મદદથી ઈરાદાપૂર્વક વક્તૃત્વ-કળા કેળવી. આરંભમાં તો તેઓ બોલ્યા પહેલાં પોતાનાં વ્યાખ્યાનો લખી નાખતા અને પછી તે જાહેર સભાઓમાં વાંચતા. પણ ધીમે ધીમે જેમ પ્રગતિ કરતા ગયા તેમ તેમ શરૂ શરૂમાં થતા સભાક્ષોભ પર

વિજય મેળવ્યો અને પછી તો પૂર્વતૈયારી વિના પણ બોલવાનું શરૂ કર્યું અને થોડા જ વખતમાં એક સારા વકતા તરીકે તેમણે ખ્યાતિ પ્રાપ્ત કરી. સંગીતકળાનો પ્રસાર કરવામાં મળેલી ફત્તેહનું શ્રેય કંઈક અંશે તેમની સફળ વક્તૃત્વકળામાં પણ રહેલું છે. પાછળથી તેમણે જોરશોરથી યોજેલા (સંગીતપ્રસારણના) શિબિરોમાં આ બાબતે તેમને મહદ્ અંશે મદદ કરી. જાહેરમાં બોલવા માટે પોતાને આગળ લાવવા માટે તેઓ શ્રી જાની માટે હમેશાં આભારની લાગણી પ્રદર્શિત કરતા.

ભરતપુરથી તેઓ દિલ્હી ગયા. સ્થિર થઈ શકાય, આજીવિકા કમાઈ શકાય અને સંગીતનો પ્રસાર કરી શકાય એવું સ્થળ શોધી કાઢવાની તેમની તીવ્ર ઝંખના હતી. જ્યાં જ્યાં તેઓ જતા ત્યાં ત્યાં આ વિચારથી જ તે સ્થળને જોતા. પોતાના વસવાટ દરમ્યાન તેઓ અગ્રણી વ્યકિત-ઓને મળતા અને તેમના ધ્યેયની પ્રાપ્તિમાં મદદરૂપ થઈ શકે એવા લોકો સાથે સંપર્ક વધારતા. દિલ્હી-નિવાસ દરમ્યાન તેઓ પ્રસિદ્ધ સંગીતજ્ઞ શ્રી પન્નાલાલ ગોસ્વામીના સંસર્ગમાં આવ્યા. તેમની સાથે તેમણે કેટલીક ચર્ચાઓ કરી. મથુરામાં કરેલા અભ્યાસે તેમને આ ચર્ચામાં સારો સાથ આપ્યો. દિલ્હીની આ ચર્ચાઓમાંથી પંડિતજીને ઘણું જ્ઞાન મળ્યું. દિલ્હીમાં તેમને પ્રસિદ્ધ સિતારવાદક બરકતુલ્લા ખાનનો પરિચય થયો.

જ્યારે તેઓ દિલ્હીમાં હતા ત્યારે તેમને પંજાબની મુલાકાત લેવાની તક સાંપડી. જાલંધરમાં પ્રસિદ્ધ સંત અને ગાયક હરિવલ્લભ સ્વામીની મૃત્યુતિથિ પ્રત્યેક વર્ષે મોટા પાયા પર મનાવવામાં આવતી. સ્વામીજી જાલંધરના નિવાસી હતા. આ ઉત્સવ આ પ્રકારના ઉત્સવોમાં પંજાબમાં મોટામાં મોટો ગણાતો. દૂરના અને નજીકના ઘણા ગાયકો અને વાજિંત્ર-વાદકો આવતા અને તેમાં ભાગ લેતા. ઉત્સવમાં ગાવા માટે આમંત્રિત થવું એ મોટું સંમાન ગણાતું. આ ઉત્સવમાં જે પોતાની નામના સ્થાપિત કરી શકતો તે સમગ્ર પંજાબમાં જરૂર મશહર બની જ જતો. પંડિત

તોલારામ આ ઉત્સવના આયોજક હતા અને પંડિત વિષ્ણુ દિગમ્બર વિષે સાંભળીને પોતે દિલ્હી જઈ તેમને આમંત્રણ આપી આવ્યા. પંડિત વિષ્ણુ દિગમ્બરે આમંત્રણનો સ્વીકાર કર્યો. "ઉત્તરમાં જા, ત્યાં તું સમૃદ્ધ થઈશ." એવા સંન્યાસીના શબ્દો હજી તેમના કાનમાં ગૂંજતા હતા. ૧૮૯૮ના વર્ષના અંત ભાગમાં તેઓ જાલંધરમાં આ ઉત્સવમાં ભાગ લેવા ગયા. ઉત્સવમાં તેમણે પોતાના સમૃદ્ધ અને પ્રભાવશાળી અવાજથી શ્રોતાઓને અત્યંત પ્રભાવિત કર્યા. ગ્વાલિયર ઘરાનાની શુદ્ધ ગાયકીથી અન્ય ગવૈયાઓને ઝાંખા પાડી દીધા. તેમના પ્રભાવશાળી વ્યકિતત્વ અને સહજ નમ્રતાએ પણ ઊંડી છાપ પાડી. તેમની આ ફત્તેહથી મોટા વ્યાપારીઓ અને સમાજના ભદ્રવર્ગ સાથે તેમનો સંપર્ક થયો, અને થોડા જ વખતમાં સમગ્ર પંજાબમાંથી આમંત્રણો ઊભરાવા લાગ્યાં. ૧૮૯૯માં તેમણે આખા પ્રાન્તમાં આ છેડેથી પેલે છેડે સુધી ભ્રમણ કર્યું. ગિરનારના સંન્યાસીની ભવિષ્યવાણી સત્ય ઠરી!

આ વિશાળ યાત્રા દરમ્યાન તેમને લાગ્યું કે તેમની પ્રવૃત્તિઓ માટે આ પ્રાન્ત અનુકૂળ છે. અમૃતસરમાં સ્થિર થવાનો તેમણે વિચાર કર્યો. તેમણે તેમના એક નજીકના મિત્ર અને પ્રશંસક લાલા રતનલાલની સલાહ લીધી. લાલાજીની શહેરમાં સારી એવી લાગવગ હતી અને તેથી શહેરમાં રહેવા માટે તેમ જ પ્રવૃત્તિઓ શરૂ કરવા માટે તેઓ સારી વ્યવસ્થા કરી શકયા. અલબત્ત, નાના પાયા પર, પણ આ તેમની ભાવિ કારકિર્દીનો આરંભ હતો.

## ૫

અમૃતસરમાં સ્થિર થઈને તેમણે ભાગ્યે જ પોતાની પ્રવૃત્તિઓ શરૂ કરી હતી એટલામાં સર બાબા ખેમસિંગ બેદી નામના પંજાબના એક શ્રીમંતનું તેમને આમંત્રણ મળ્યું. તેમણે પોતાનાં બાળકોને સંગીતનું શિક્ષણ આપવા માટે મોન્ટગોમરી જિલ્લામાં આવેલા ઓકારા નામના પોતાના ગામમાં આવવા વિષ્ણુ દિગમ્બરને દબાણ કર્યું. સર બાબા ખેમસિંગ જેવા ઉચ્ચ મોભાદાર વ્યક્તિના આવા આગ્રહપૂર્વકના આમંત્રણને ટાળી શકાય તેમ ન હતું. આમંત્રણ સ્વીકારવામાં એક બીજા દૃષ્ટિકોણથી પણ તે ઢળ્યા. ત્યાં પોતાને ભવિષ્યની પોતાની યોજના પર વિચારણા કરવાનું એકાન્ત મળશે. તે ઉપરાંત સંગીતના વિદ્યાર્થીઓ પર આવી પડતી મુશ્કેલીઓ ટાળવાના ઉપાયો અંગે પણ તેઓ નિરાંતે વિચારણા કરવા માગતા હતા. પોતાના જ અનુભવોથી આવી મુશ્કેલીઓ વિષે તેઓ પૂરા જાણકાર હતા. તેઓ ઓકારા ગયા અને ત્યાં લગભગ આઠ માસ રહ્યા. દરમિયાનમાં સંગીતને લગતી વિભિન્ન સમસ્યાઓ અંગે ઊંડું અધ્યયન કર્યું. સૌથી સાધારણ સમસ્યા તો સંગીત શીખવાનું શરૂ કરનાર વિદ્યાર્થી માટે નિયત પાઠો ન હતા, જેનું વિદ્યાર્થી પુનરાવર્તન કરી શકે, કારણ કે, બધું મૌખિક જ શીખવવામાં આવતું. શિક્ષકને પણ હમેશાં યાદ નહેતું રહેતું કે અગાઉ પોતે શું ભણાવી ચૂકયા છે. પોતાના અનુભવને આધારે જે બીજી ખામી તેમને દેખાઈ તે મૌખિક અધ્યયનની રૂઢિચુસ્ત પદ્ધતિમાં હતી. વિદ્યાર્થી પોતાના ગુરુનું અનુકરણ કરવાને બાધ્ય હતો. તેમના શિષ્યોએ હૂબહૂ તેમના જેવા જ થવું જોઈએ એવી અપેક્ષાથી ગુરુ ઘણીવાર એ બાબતમાં ચોક્કસ રહેતા. વિદ્યાર્થીની સ્વતંત્ર વિચારણાને આ વસ્તુ રૂંધી નાખનાર હતી.

તેમણે વિચાર્યું કે, પશ્ચિમના જેવી નોટેશન (સ્વરાંકન) પદ્ધતિ થોડાંક

પરિવર્તનો સાથે ભારતીય સંગીતને માટે પણ સ્વીકારવામાં આવે તો તે સંગીતના વિદ્યાર્થીઓને આશીર્વાદ સમાન થઈ પડે. તેમણે આ દિશામાં કેટલાક પ્રત્યનો શરૂ કર્યા. ભારતીય સંગીતના ખાસ વિભિન્ન સૂરો દર્શાવતા અનેક સંકેતો (ચિહ્નો) તેમણે શોધી કાઢયાં. તેમણે પોતાના ગુરુ પાસેથી શીખેલી ઘણી રચનાનું સ્વરાંકન કરવાનો પ્રયત્ન કર્યો. તેઓ રચનાઓ (ચીજો) પરંપરાગત રીતિથી ભણ્યા હતા તેથી સ્વરાંકન પદ્ધતિથી તે રચનાઓને અંકિત કરવાનું કાર્ય અત્યંત દુષ્કર હતું. પણ પછી ધીમે ધીમે સતત અભ્યાસથી સ્વરલિપિમાં રચનાઓ અંકિત કરવાનું તેમને માટે સુગમતર થતું ગયું. મોટી સંખ્યામાં વિદ્યાર્થીઓને સંગીત ભણાવી શકાય અને તેનો પ્રચાર કરી શકાય તેવો માર્ગ શોધી કાઢવા માટે ઓકારામાં ઘણું બધું ચિંતન કર્યું હતું. તેમણે એકમાત્ર સંગીતના જ અધ્યયન માટેની શિક્ષણ સંસ્થા સ્થાપવાનો નિશ્ચય કર્યો. પરિણામે તેમને સંગીતનો નિશ્ચિત અભ્યાસક્રમ નક્કી કરવાનું આવશ્યક લાગ્યું. આ વસ્તુ વ્યવહાર્ય બનાવવા માટે તેમણે પૂરેપૂરી યોજના ઘડી કાઢી. તેમને લાગ્યું કે જ્યાં સુધી મોટા પાયા પર સંગીત શીખવવામાં નહિ આવે ત્યાં સુધી સંગીતની પ્રતિષ્ઠા ઊંચે લાવી શકાય નથી.

આ વિચારો જયારે એક નિશ્ચિત આકાર લઈ રહ્યા હતા ત્યારે તેમણે ઓકારા છોડવાનો વિચાર કર્યો અને છેવટે લાહોરમાં સ્થિર થવાનું નક્કી કર્યું. લાહોર સંસ્કૃતિનું મહત્ત્વનું કેન્દ્ર હતું. તેમણે આ વિચાર સર બાબા ખેમસિંગ બેદી આગળ રજૂ કર્યો અને ઓકારા છોડવા માટે તેમની અનુમતિ માગી. લાહોરમાં તેમણે પોતાના મિત્રોની સલાહ લીધી અને છેવટે સંગીતની શાળા શરૂ કરવાનો નિર્ધાર કર્યો. આવી સંસ્થા માટે યોગ્ય નામ શોધી કાઢવાનો પ્રશ્ન તેમને મૂંઝવતો હતો. શાળાના નામની પસંદગી વિષે ચર્ચાવિચારણા ચાલી. જુદા જુદા મિત્રોએ જુદાં જુદાં નામ સૂચિત કર્યાં, પણ છેવટે દીનદયાળ શર્મા

નામના સનાતન ધર્મ સમાજના અગ્રણી કાર્યકર્તાએ સૂચવેલું નામ 'ગાંધર્વ મહાવિદ્યાલય' એકમતે સ્વીકારવામાં આવ્યું.

તે નામ કેટલું તો ઉચિત હતું કે આજ પાંસઠ વર્ષ પસાર થઈ ગયા પછી પણ તેને બદલવાની આવશ્યકતા જણાઈ નથી. આમ ૫મી મે, ૧૯૦૧ના દિવસે લાહોરમાં તેમણે પોતાના સંગીત વિદ્યાલયની સ્થાપના કરી. વિદ્યાલયની ઉદ્‌ઘાટનવિધિ પંજાબ ચીફ કોર્ટના સીનિયર જજ સર પી. સી. ચેટરજીને હાથે થઈ હતી.

ભારતીય સંગીતના પુનરુત્થાનના ઈતિહાસમાં ગાંધર્વ મહાવિદ્યાલયની સ્થાપના એક અત્યંત મહત્ત્વની ઘટના હતી. ભારતમાં તે પોતાની રીતની પ્રથમ સંસ્થા હતી. અલબત્ત, આ સંસ્થા પહેલાં પણ કેટલીક સંગીતની શાળાઓ હતી, પણ તે બધી જ રાજા – મહારાજાઓના આશ્રય નીચે ચાલતી. તેનું સંચાલન અસ્તવ્યસ્ત રીતે થતું અને તેમાં શિક્ષણ રાજ્ય દ્વારા નિયુક્ત થયેલા સંગીતકારોની ધૂન પ્રમાણે અપાતું. ગાંધર્વ મહાવિદ્યાલય તે જાહેર જનતાના આશ્રય નીચે ચાલતી પહેલી સાર્વજનિક સંસ્થા હતી. પદ્ધતિસર સંગીતનું શિક્ષણ આપનાર તે એક-માત્ર સંસ્થા હતી. જો કે પંડિતજી આ સંસ્થાની પ્રવૃત્તિ પોતાની રીતે ચલાવતા, પરન્તુ તેમણે જીવનનાં વિભિન્ન ક્ષેત્રોમાં પ્રભાવ ધરાવતી વ્યક્તિઓ અને વિદ્વાનોને સલાહકાર સમિતિમાં નીમી તેમની સાથે આ સંસ્થાને સાંકળી લીધી હતી. સંસ્થાને વિશાળ પાયા પર રચવાનો વિચાર હતો. આમ જોતાં તો સંસ્થાનો નિભાવ લોકફાળા પર આધારિત હતો.

તે અક્ષરસ: લોકોની સંસ્થા હતી. સંગીતને લોકશાહી ભૂમિકા પર મૂકવાનો તે અભિનવ પ્રયોગ હતો. અમુક વર્ગ સુધી જ મર્યાદિત રહેલી સંગીતની કળા હવે જનતા સુધી પહોંચી હતી. સંગીતકારોની સ્થિતિને ઊંચે લાવવાની પંડિતજીની બીજી મહત્ત્વાકાંક્ષાને પણ સિદ્ધ કરવામાં આ સંસ્થાએ સહાયતા કરી. પંડિત વિષ્ણુ દિગમ્બરના જીવનને લાગે-

વળગે છે ત્યાં સુધી તો તેમની શક્તિઓની સ્વતંત્ર ખીલવણી માટે અવસર આપવામાં આ સંસ્થા અત્યંત મહત્ત્વની સિદ્ધ થઈ છે. એક સાર્વજનિક સંસ્થા ચલાવવાની તેમની દક્ષતા, તેમના વિશાળ જાહેર સંપર્કો, સંગીતને લોકપ્રિય બનાવવાની તેમની કુશળ પદ્ધતિઓ – આ બધાંને લીધે તેમની ખ્યાતિમાં વધારો થયો. ૧૯૦૧ના મેમાં લાહોરમાં થયેલી આ સંસ્થાની સ્થાપના એક શકવર્તી ઘટના હતી.

હીરામંડીમાં એક મોટા ભવનમાં ગાંધર્વ મહાવિદ્યાલય ચાલતું હતું. આરંભમાં માત્ર ૧૫-૧૬ વિદ્યાર્થીઓ હતા. આટલા વિદ્યાર્થીઓની ફી આ સંસ્થા ચલાવવા માટે, કે પંડિતજી અને તેમના સાથીદારોનો નિભાવ કરવા માટે પૂરતી ન જ હતી. તેથી પંડિત વિષ્ણુ દિગમ્બર માટે સંગીતના જાહેર કાર્યક્રમો આપવાની અનિવાર્યતા ઊભી થઈ. આ જલસાઓ અને કાર્યક્રમોમાં તેમની પ્રવૃત્તિઓને મૂર્તિમંત કરવા માટે તેઓ જનતાને હમેશાં ઉદાર હાથે દાન કરવા માટે વિનતિ કરતા. તેમની આ વિનતિને સારો એવો આવકાર મળ્યો. વિદ્યાર્થીઓની ફીમાંથી, જાહેર જલસાઓમાંથી અને લોકદાનથી જે દ્રવ્ય મળતું તે આ સંસ્થાના નિભાવ માટે વાપરવામાં આવતું.

એક વખત કાશ્મીરના મહારાજા તેમનું સંગીત સાંભળીને એટલા બધા ખુશ થઈ ગયા કે તેમણે તરત જ પોતાના દરબારમાં ઊંચે પગારે નોકરીની ઑફર કરી. પંડિત વિષ્ણુ દિગમ્બરે નમ્રતાપૂર્વક આ ઑફરનો અસ્વીકાર કર્યો, પણ સાથે સાથે મહારાજાને વચન આપ્યું કે જ્યારે તેઓશ્રી તેમનું સંગીત સાંભળવાની ઇચ્છા કરશે ત્યારે પોતે હમેશાં તૈયાર હશે. બદલામાં મહારાજાએ મહાવિદ્યાલયને માસિક દોઢસો રૂપિયાની ગ્રાન્ટ બાંધી આપી. મહારાજાએ એ ઇચ્છા પણ વ્યક્ત કરી કે પોતાના રાજ્યમાં ગાંધર્વ મહાવિદ્યાલયની એક શાખા ખોલવામાં આવે. આ ઇચ્છાનો તરત જ સ્વીકાર કરવામાં આવ્યો અને પંડિત વિષ્ણુ દિગમ્બરે

પોતાના નજીકના સાથી શ્રી શ્રીકૃષ્ણ હેરલેકરને તે શાખા શરૂ કરવા અને તેનું સંચાલન કરવા મોકલ્યા.

લાહોર ગાંધર્વ મહાવિદ્યાલયનું સંચાલન કરતા કરતા તેમને લાગ્યું કે તેમની ધારણા પ્રમાણે સંગીત શીખવી શકે તેવી યોગ્યતાવાળા અધ્યાપકો મેળવવા મુશ્કેલ છે. બહારથી લાવેલા કલાકારો પોતાના દષ્ટિકોણને અને વિચારને અનુસરે તેવી અપેક્ષા વ્યર્થ હતી. તેથી તેમને પોતાના વિચાર અને નિર્દેશ પ્રમાણે મિશનરીઓની જેમ સંગીતના શિક્ષણમાં પોતાના જીવનને સમર્પિત કરી શકે તેમ હોય તેવા માણસોને તાલીમ આપવાનો નવો વિચાર સૂઝયો. આવા મિશનરીઓ તૈયાર કરવા માટે તેમણે એક નિયત યોજના ઊભી કરી. સંગીત શીખવામાં ગંભીર અને સંગીતની સેવા કરવાના આદર્શથી પ્રેરિત એવા કેટલાક વિદ્યાર્થી-ઓને તેમણે પોતાની સાથે રાખવા માંડયા. આવા વિદ્યાર્થીઓનું તમામ ખર્ચ પોતે ભોગવતા. આ વિદ્યાર્થીઓ બીજાને તાલીમ આપી શકે તેટલી ક્ષમતા ધરાવતા પૂરેપૂરા કલાકાર બની જતા ત્યારે તેઓ તેમને જુદી જુદી ફરજો સોંપતા. કેટલાકને શિક્ષક તરીકે જ રોકી લેવામાં આવતા, કેટલાકને કલાકાર તરીકે મોકલવામાં આવતા અને કેટલાકને ભારત-વર્ષના વિવિધ પ્રદેશોમાં ગાંધર્વ મહાવિદ્યાલયની નવી શાખાઓ ખોલવા અને તેનું સંચાલન કરવા માટે મોકલવામાં આવતા.

કદાચ તેમને આ વિચાર ખ્રિસ્તી મિશનના વિશ્વવ્યાપી કાર્યક્રમથી સૂઝયો હશે. આવા પસંદ કરેલા વિદ્યાર્થીઓને તેમની સાથે નવ વર્ષ સુધી રહેવું પડતું. તે સમય દરમિયાન તેઓ માત્ર તેમને આર્ટિસ્ટ બનાવવા માટે જ સંગીત નહોતા શીખવાડતા, પણ પોતે તેમની સમક્ષ રાખેલા આદર્શને અટલ રીતે વફાદાર રહીને ભારતના જુદા જુદા પ્રદેશોમાં સંગીતનો પ્રચાર–પ્રસાર કરવાનું જારી રાખે એવા મિશનરી બનાવવાની પણ આશા રાખતા.

આ યોજનાને પરિણામે તેમની પાસે હમેશાં ૫૦-૬૦ શિષ્યોનું વૃંદ રહેતું. તેમને સંગીતના મિશનરી તરીકે તાલીમ આપવામાં આવતી. પરિણામે આવા વિશાળ ખર્ચને પહોંચી વળવા માટે પંડિતજીને મોટા પાયા પર પ્રવાસો કરવા પડતા. સંસ્થામાં રહેતા વિદ્યાર્થીઓ બધી જ રીતનું કામકાજ કરવાને ટેવાયેલા હતા. તેમને શિસ્તના કડક નિયમનમાં રાખવામાં આવતા. આ શિષ્યોની ચાલચલગત અને ચારિત્ર્યને કંઈ પણ કલંક ન લાગે તે અંગે અત્યંત સજાગ રહેતા. શિષ્યો આ બાબતમાં તેમનો ખોફ વહોરી લેતાં ડરતા. જો તેઓ ખરાબ રીતે વર્તતા કે સંસ્થાની શિસ્ત વિરુદ્ધ કશુંક કરતા તો પંડિતજી અત્યંત કઠોરતાથી તેમની ખબર લઈ નાખતા.

એક વખત વિદ્યાર્થીઓનું એક ટોળું જુદો અને જરા રમૂજી અર્થ થાય તે રીતે તબલાંના 'બોલ'ને જરાક ફેરવીને તેનો આનંદ માણી રહ્યા હતા. નસીબજોગે પંડિત વિષ્ણુ દિગમ્બર અંદર આવ્યા અને વિદ્યાર્થીઓની આ વર્તણૂક પર રાતાપીળા થઈ ગયા. તેમણે ટોળકીના આગેવાનને પકડયો અને આવી વર્તણૂક માટે શરમાવું જોઈએ એમ વિદ્યાર્થીઓને કહ્યું. એમ કહેવાય છે કે બીજા આવા એક પ્રસંગે પંડિત વિષ્ણુ દિગમ્બરે એક વિદ્યાર્થીને ખરાબ રીતભાત માટે ફટકારેલો પણ હતો અને તેને સંસ્થામાંથી બરતરફ કર્યો હતો. સંગીતના વિદ્યાર્થીઓનાં ચારિત્ર્ય અને પ્રતિષ્ઠા પ્રત્યે પહેલાં લોકો માનપૂર્વક નહોતા જોતા પણ પંડિતજીએ સંસ્થા તથા વિદ્યાર્થીઓનું ચારિત્ર્ય અને પ્રતિષ્ઠા જાળવી રાખવાનો પ્રયત્ન કર્યો.

૬

સંસ્થા માટે નાણાકીય સહાયતા પ્રાપ્ત કરવા યોજેલા પ્રવાસમાં ઘણીવાર ઘણા વિદ્યાર્થીઓ તેમની સાથે જતા. આવા પ્રસંગોએ તેઓ ઈરાદાપૂર્વક પ્રથમ વર્ગમાં મુસાફરી કરતા, અને કેટલીક વાર તો પોતાની મુસાફરી માટે આખો પ્રથમ વર્ગનો ડબ્બો રિઝર્વ કરાવતા. તેઓ બાહ્ય ભપકા માટે આમ નહોતા કરતા, પણ સંગીતકાર પણ બીજાઓ કરતાં જરા ય ઊતરતા નથી તે હકીકતથી અન્ય લોકોને પ્રભાવિત કરવાના વિચારથી આમ કરતા. એમનો મૂલ્યવાન પોશાક, પ્રભાવશાળી વ્યક્તિત્વ અને તેમની ઊંચા વર્ગની મુસાફરીએ લોકોને વિચાર કરતા કર્યા કે તેઓ કોઈ ઉચ્ચ પરિવારના સભ્ય હશે અને તેથી લોકો તેમનું સન્માન કરવા લાગ્યા. એક વાર પંડિતજી હમેશની જેમ પ્રથમ વર્ગમાં અમૃતસર ગયા. સ્ટેશન પર ઘણા અગ્રગણ્ય નાગરિકો તેમનો સત્કાર કરવા આવ્યા હતા. આજુબાજુના ઠાઠ સાથે પંડિતજીનું વ્યક્તિત્વ જોઈને એક પોલીસ ઑફિસરે તેમને કોઈ રાજા માની લીધા અને ચપળતાથી સલામ કરી. પછીથી પોલીસ ઑફિસરને એ જાણીને અફસોસ થયો કે પ્રભાવશાળી વ્યક્તિત્વ ધરાવનાર કોઈ રાજ્યના રાજા નહિ પણ એક પ્રસિદ્ધ સંગીતકાર માત્ર હતા. ૧૯૦૫માં જલસો આપવા માટે તેઓ અજમેર ગયા. મહારાષ્ટ્રના લોકપ્રિય તહેવાર ગણેશોત્સવના તે દિવસો હતા. અજમેરમાં રહેતા મહારાષ્ટ્રીયનો આ તહેવારને મોટા પાયા પર અને ભારે ઉત્સાહ-પૂર્વક ઊજવતા. જ્યારે ઉત્સવના આયોજકોને અજમેરમાંની પંડિતજીની હાજરીની ખબર પડી કે તેઓ તેમની પાસે દોડી ગયા અને સંગીતનો કાર્યક્રમ આપવા વિનતિ કરી. તેમણે કોઈ પણ જાતની આનાકાની કર્યા વગર આમંત્રણને સ્વીકારી લીધું, કારણ કે તેઓ અજમેરમાં પણ પોતાનું

સ્થાન જમાવવા માગતા હતા. નક્કી કરેલા દિવસે સંગીતકારોની સામાન્ય આદતથી જુદી રીતે બરાબર સમયસર ઉત્સવના સ્થળ પર તેઓ પહોંચી ગયા. તેઓ પોતાની સાથે જરૂરી વાજિંત્રો લઈને જ આવ્યા હતા. તેમની આદત પ્રમાણે તે પહેલેથી જ વ્યવસ્થિત રીતે સૂરોમાં બેસાડેલાં હતાં. તે વખતે એક વ્યવસાયી ગાયિકાનો કાર્યક્રમ ચાલતો હતો. ગાયિકાની લોકપ્રિયતાને કારણે હોલ ચિક્કાર ભરાયેલો હતો. તેમને જોવાની તથા સાંભળવાની પણ લોકોને ઘણી ઈંતેજારી હતી. નિશ્ચિત સમય પર તેઓ પોતાના શિષ્યો સાથે અને વાજિંત્રોની પેટીઓ સાથે સ્ટેજ પર ગયા. પેટીઓ તરફ જોઈને પેલી ગાયિકાએ વ્યંગપૂર્વક પૂછ્યું કે આ કફન–પેટીઓ શા માટે? તેમણે ગાયિકાના પ્રશ્નને અવગણીને તરત જ પોતાના કાર્યક્રમનો આરંભ કર્યો. પોતાનો કાર્યક્રમ શરૂ કર્યા પહેલાં એક યા બીજી વસ્તુ માટે શિકાયત કરતા ગવૈયાઓની સામાન્ય આદત તેમને બિલકુલ નાપસંદ હતી. જેવું પંડિતજીએ શ્રોતાવૃંદ તરફ જોયું અને તેમને લાગ્યું કે ઘણી ઊંચી ક્ષમતાવાળા લોકો ઉપસ્થિત છે. તેમણે ત્રણ કલાક સુધી પોતાની ઉત્તમોત્તમ કળા રજૂ કરી. તેમણે એક ઊંડી છાપ પાડી અને રાજસ્થાનમાં તેમની પ્રતિષ્ઠા સ્થાપિત થઈ ગઈ.

એક બીજા પ્રસંગે તેમણે અજમેરમાં બીજો સંગીતનો કાર્યક્રમ આપ્યો. આ વખતે તે આર્યસમાજના ઉપક્રમે હતો. તેમણે શ્રોતાઓ તરફ જોયું. તેમાં મોટા ભાગના મધ્યમ વર્ગના શિક્ષિત લોકો હતા. તેમનાં રસ અને રુચિને તેઓ જાણતા હતા તેથી તે પ્રસંગે તેમણે દેશભક્તિનાં ગીતો સરળ રીતે ગાવાનો નિર્ણય કર્યો. સામાન્ય કાર્યક્રમમાં આ ફેરફાર ઘણો સફળ સિદ્ધ થયો. તેવી જ રીતે રાજસ્થાનના બિકાનેર શહેરમાં એક પ્રસંગે તેમણે બધી ચીજો રાગ માંડમાં રજૂ કરી, કારણ કે તેઓ જાણતા હતા કે ત્યાં એ રાગિણી સૌથી વધારે લોકપ્રિય છે. પછીથી એક વેળા મહારાષ્ટ્રના તીર્થધામ પંઢરપુરમાં તેમણે મહારાષ્ટ્રના નામદેવ–તુકારામ

જેવા મહાન સંતોની ભકિતરચનાઓ, ભજનો, અભંગો અને પદો ગાયાં અને તમામ શ્રોતાઓને મંત્રમુગ્ધ કરી નાખ્યા. આમ તેઓ સંગીતના ભિન્નભિન્ન પ્રકારો પર પોતાનું પ્રભુત્વ દર્શાવતા. તે કારણે બધા જ વર્ગોમાં તથા નાના અને મોટાઓમાં તેઓ અત્યંત લોકપ્રિય થયા.

એક જાહેર કાર્યકર્તાને યુકિતપૂર્વક કામ લેવું પડે છે, કારણ કે તેને જુદી જુદી મનોવૃત્તિ ધરાવતા જુદી જુદી ભાતના લોકો પાસેથી કામ લેવાનું હોય છે. પંડિત વિષ્ણુ દિગમ્બરમાં પૂરતા પ્રમાણમા આ આવડત હતી. અજમેરથી તેઓ ઉદયપુર ગયા. તે વખતે ઉદયપુર રાજસ્થાનમાં અગ્રણી રાજ્ય ગણાતું. જો સંગીતકાર ત્યાં પોતાની કીર્તિ સ્થાપિત કરી શકે તો આખાયે રાજ-સ્થાનમાં તેની પ્રતિષ્ઠા જામી શકતી. તેમને ખબર પડી કે ઉદયપુરના મહારાણા શાસ્ત્રીય સંગીતના બહુ શોખીન નથી, પણ તેમને તો માત્ર ભજન જ ગમે છે તથા તેમના પ્રિય સંત હતા કવિ સૂરદાસ. માત્ર પંદર મિનિટ જ પોતે તેમનું સંગીત સાંભળશે એવી શરત સાથે મહારાણાએ દરબારમાં ગાવાની તેમની વિનતિને સ્વીકારી. પંડિત વિષ્ણુ દિગમ્બરે આ શરત માન્ય રાખી. જેવું એમણે ગીત શરૂ કર્યું કે મહારાણાએ એકચિત્તે તે સાંભળવાનું શરૂ કર્યું. પંડિત વિષ્ણુ દિગમ્બર ઘડિયાળ સામે જોઈ રહ્યા હતા અને જેવો નિર્ધારિત સમય પૂરો થયો કે તુરત જ એકાએક અટકી ગયા. મહારાણા જરાક નારાજ થઈ ગયા. પંડિત વિષ્ણુ દિગમ્બરે કહ્યું કે સમય પૂરો થઈ ગયો છે. મહારાણાએ આથી બીજી પંદર મિનિટ વધારે ગાવાનું ચાલુ રાખવા કહ્યું. ફરીથી તેઓ પંદર મિનિટ પછી અટકી ગયા. આ જોઈને મહારાણાએ તેમને સમયની કશી મર્યાદા રાખ્યા વગર ગાવાનું ચાલુ રાખવા માટે કહ્યું. જલસો પૂરો થતાં તેમના કાર્યક્રમથી અત્યંત પ્રસન્ન થયેલા મહારાણાએ

પંડિતજીને સારો એવો પુરસ્કાર આપ્યો અને તેમનું બહુમાન કર્યું અને તેમને ઘણે ઊંચે સ્થાને સ્થાપિત કર્યા. સામાન્ય રીતે જેમ બને છે તેમ તેમની આ ઉન્નતિએ કેટલાક લોકોના મનમાં તેમના પ્રતિ ઈર્ષ્યા ઉત્પન્ન કરી. એક દિવસે જ્યારે તેઓ બજારમાં જતા હતા ત્યારે કાવતરાંખોરોએ પૈસા આપીને તૈયાર કરેલા એક છોકરાએ કાતર વડે તેમના પર હુમલો કર્યો અને તેમની મૂછો કાપવાનો પ્રયત્ન કર્યો. પંડિતજી આ જાણી ગયા અને છોકરો કંઈ કરી શકે તે પહેલાં તેને રોક્યો અને પછી બરાબરનો મેથીપાક આપ્યો. છોકરાએ મદદ માટે બૂમાબૂમ કરી. આ બૂમાબૂમ સાંભળી તેના બે મળતિયા ગુંડાઓ ત્યાં આવી પહોંચ્યા અને તેમણે પંડિતજી પર હુમલો કર્યો. સદ્દભાગ્યે પંડિતજીની સાથે તેમના બે બળવાન શિષ્યો હતા. તેમણે ગુંડાઓનો પ્રયત્ન નિષ્ફળ બનાવ્યો. બજારમાં આથી ભારે હોહા મચી ગઈ અને મોટું ટોળું ભેગું થઈ ગયું. તેમાં કેટલાક પંડિતજીના પ્રશંસકો હતા. તેઓ વચ્ચે પડયા અને પંડિતજીને સુરક્ષિત રીતે તેમના નિવાસસ્થાને પહોંચાડી આવ્યા.

## ૭

પંડિત વિષ્ણુ દિગમ્બર ગાંધર્વ મહાવિદ્યાલયને એક આદર્શ સંસ્થા બનાવવા માટે સતત પ્રયત્નો કરતા હતા. લાહોર વિદ્યાલયમાં તો ઘણા લોકો સંસ્થાના માણસો તરીકે જ રહેતા હતા. માત્ર પંડિતજી અને તેમનો પરિવાર જ નહિ, પણ અધ્યાપક વર્ગમાંથી કેટલાક અને મિશનરી શ્રેણીમાં આવતા ઘણા વિદ્યાર્થીઓ વિદ્યાલયમાં જ રહેતા હતા. પંડિત-જીને તેમના સાથીદાર શ્રી ગુરુદેવ પટવર્ધન ઉપાચાર્ય તરીકે વ્યવસ્થામાં

મદદ કરતા હતા. તેઓ મૃદંગવાદનમાં અત્યંત નિપુણ હતા. પંડિતજી પંડિત ગુરુદેવની સાથે માનપૂર્વક વ્યવહાર કરતા, જેથી વિદ્યાર્થીઓ પણ તેમનું યોગ્ય એવું ગૌરવ જાળવે. વિદ્યાલયનું જીવન સાદગીપૂર્ણ હતું. સંસ્થામાં રહેતા નાના સભ્યો રાંધવાનું, વાસણ સાફ કરવાનું તથા ઘરનું અન્ય નાનુંમોટું કાર્ય કરતા. તેઓ જ્યારે મોટા થતા અને એક ઊંચું ધોરણ પ્રાપ્ત કરતા ત્યારે તેમને ઉચિત એવા અન્ય કાર્યની ભાળવણી સોંપવામાં આવતી.

શારીરિક વ્યાયામ બધા વિદ્યાર્થીઓ માટે ફરજિયાત હતો. આ માટે એક વ્યાયામશિક્ષકની નિમણૂક કરવામાં આવી હતી. મેદાની રમતો માટે વિદ્યાલયના પટાંગણમાં કોઈ સગવડ નહોતી. તેથી તેઓ ઘણાવાર શહેરબહાર 'આશ્રમ' નામે ઓળખાતા સ્થળે જતા તેમના એક પ્રશંસકે પંડિત વિષ્ણુ દિગમ્બરને આ જગ્યા દાનમાં આપી હતી. તેમાં એવી શરત હતી કે, માત્ર વિદ્યાલયની પ્રવૃત્તિ માટે જ એ વાપરવામાં આવે. જ્યાં સુધી તેઓ લાહોરમાં રહ્યા ત્યાં સુધી તેઓ પોતાના શિષ્યોને ઘણીવાર આશ્રમમાં લઈ જતા. પછીથી જ્યારે તેઓએ મુંબઈ સ્થળાંતર કર્યું ત્યારે હીરામંડીનું લાહોર ગાંધર્વ મહાવિદ્યાલય પણ દાતાની ઈચ્છાનુસાર તે સ્થળે લઈ જવામાં આવ્યું.

સંગીતના શિક્ષણની સાથે સંસ્થાના અભ્યાસક્રમ પ્રમાણે સંગીતના નિર્ધારિત કરેલાં પુસ્તકો છાપવા માટે સંસ્થા એક છાપખાનું પણ ચલાવતી હતી. છાપખાનાની વ્યવસ્થા સંસ્થાના વિદ્યાર્થીઓ કરતા. સંસ્થા તરફથી 'સંગીતામૃત પ્રવાહ' નામે એક હિંદી માસિક પણ પ્રકાશિત થતું હતું. સંગીતવિષયક લેખો ઉપરાંત પત્રિકા કેટલાંક લોકપ્રિય દેશભક્તિનાં ગીતો સ્વરલિપિ સાથે પ્રગટ કરતી.

પંડિત વિષ્ણુ દિગમ્બર સંગીતમાં આગળ વધેલા પોતાના વિદ્યાર્થીઓની દૈનિક રિયાઝની બાબતમાં અત્યંત સાવધ રહેતા. સતત રિયાઝ

દ્વારા અવાજ કેળવવા પર તેઓ ખૂબ ભાર મૂકતા. તેઓ પોતે નિયમિત રિયાઝ કરતા અને પ્રવાસમાં હોય ત્યારે તો ખાસ. આમ લાહોરનું ગાંધર્વ મહાવિદ્યાલય એક આદર્શ રેસિડેન્સિયલ સંગીત અકાદમી બન્યું. શિસ્ત અને વ્યવસ્થા સંસ્થાની રહેણીકરણીનાં વિશિષ્ટ લક્ષણો હતાં અને ગાંધર્વ મહાવિદ્યાલયની પ્રવૃત્તિઓની ભીતર આદર્શવાદનો અંતઃસ્રોત વહ્યા કરતો.

રાત્રે મકાનના ધાબા પર પંડિતજી પોતાના શિષ્યો સાથે ઘણીવાર વાતો કરતા. વાતચીતનો મુખ્ય વિષય ભારતીય સંગીતને વિશ્વમાન્ય કેવી રીતે બનાવવું તે રહેતો. તેઓ તેમની સાથે સંગીત સંબંધી અન્ય પ્રશ્નોની પણ ચર્ચા કરતા. સંગીતના ક્ષેત્રમાં વૈજ્ઞાનિક સંશોધન કરવું જોઈએ તેનો તેઓ સતત વિચાર કરતા હતા. આ સંશોધનથી રાગ દીપક ગાવાથી દીવા પ્રગટે છે અથવા મેઘ મલ્હાર ગાવાથી વરસાદ પડે છે એવી ચાલી આવતી માન્યતાનો કંઈ વૈજ્ઞાનિક આધાર છે કે નહિ, અથવા એક અમુક રાગ અમુક જ સમયે ગાવો જોઈએ એવા રાગના સમયસિદ્ધાંતમાં કંઈ સત્ય છે કે નહિ તે શોધી શકાય. જુદા જુદા સ્વરોને અપાયેલા જુદા જુદા રંગ અથવા પંખીઓ અને પશુઓ સાથે જોડેલા નિશ્ચિત સૂર—જેમ કે કોયલ પંચમ સ્વરમાં ગાય છે એવા વિધાન જેવાં સંગીતનાં પ્રાચીન પુસ્તકોમાં કરેલાં વિધાનોનું સત્ય ચકાસી જોવું આવશ્યક છે એ પણ તેમણે વિચાર્યું. એ પોતે વૈયક્તિક રીતે તો આવા વૈજ્ઞાનિક સંશોધનમાં પોતાનો વધારે સમય આપી શકે તેમ નહોતા; પણ આવો અભ્યાસ થાય તે માટે બહુ આતુર હતા. તેઓને જુદા જુદા પ્રદેશનાં લોકગીતો એકઠા કરવાનો પણ રસ હતો. વારંવારના એમના પ્રવાસો આવા સંચયન માટે તકો ઊભી કરતા.

૧૯૦૬માં જ્યારે પ્રિન્સ ઑફ વેલ્સ—પછીથી જે પંચમ જ્યાર્જ થયા—ભારતની યાત્રા કરતા હતા તે વખતે લાહોરમાં તેમના માનમાં

એક શાહી સત્કાર સમારંભ આયોજિત કરવામાં આવ્યો હતો. તે પ્રસંગે યોજાયેલા પશ્ચિમની સાંસ્કૃતિક પ્રવૃત્તિઓથી ભરેલા કાર્યક્રમમાં પંદર મિનિટનો ભારતીય સંગીતનો કાર્યક્રમ પંડિતજી આપી શકયા. તે દિવસે તેમને પરમ સંતોષ થયો હતો કારણ કે ભારતીય સંગીતને શાહી દરબારમાં આદરનું સ્થાન આપવાની તેમની જીવનવ્યાપી મહેચ્છા સિદ્ધ થઈ હતી. તે પ્રસંગે મોટી ગાર્ડન પાર્ટીનું આયોજન કરવામાં આવ્યું હતું. તેમાં રાજાઓ, મોટા જમીનદારો અને અન્ય મહત્ત્વની વ્યકિતઓ સમ્મિલિત થવાની હતી. આ પ્રસંગે પંડિત વિષ્ણુ દિગમ્બરને પણ આમંત્રણ આપવામાં આવ્યું હતું, સામાન્યત: સંગીતકારો ઊંચા લોકોની કૃપા માટે ક્ષુદ્રરૂપે પ્રતીક્ષા કરતા, તેનાથી આ વસ્તુ તો સાવ ઊલટી જ હતી. ઊંચા અમીરો સાથે, સમાન ભૂમિકાએ તેમનું મુકતભાવે મળવું તે એક નવું સીમાચિહ્ન હતું.

તેઓ એક મોટા પ્રચારક હતા. લાહોરની મુલાકાત લેતી વિશિષ્ટ વ્યકિતઓને તેઓ વારંવાર પોતાની સંસ્થાની મુલાકાત લેવા માટે નિમંત્રણ આપતા. ૧૯૦૭માં તેમણે માનનીય ગોપાળકૃષ્ણ ગોખલેને આમંત્રણ આપ્યું અને તેમને વિદ્યાલયની પ્રવૃત્તિઓ બતાવી. શ્રી ગોખલેએ તેમની પ્રવૃત્તિઓથી સંતોષ વ્યકત કર્યો અને ખાસ તો એક વ્યકિત દૂર મહારાષ્ટ્રથી આવીને પંજાબમાં સ્થિર થઈ, આ રીતે શાસ્ત્રીય સંગીતની શકિતને ઐકયવિધાયક બળ તરીકે ભાર આપીને ત્યાં પોતાની પ્રવૃત્તિઓ ચલાવે તે વાતની અત્યંત પ્રશંસા કરી. આવા અનેક રાષ્ટ્રનેતાઓએ સંસ્થાની મુલાકાત લીધી હતી. નાનપણથી જ પંડિતજી પ્રભુ દત્તાત્રેયની ભકિતના વાતાવરણમાં ઊછર્યા હતા, અને દત્તાત્રેયના પરમભકત બન્યા હતા. લાહોરમાં તેઓ વર્ષમાં એક વખત એકાન્તમાં ચાલ્યા જઈને પોતાનો બધો સમય દત્તાત્રેયની ઉપાસનામાં અને ધ્યાનમાં ગાળતા. પછીથી તેઓ રામના-

ભકત બન્યા. આનું કારણ હતા લાલા નિરંજનદાસ. તેઓ એક અત્યંત અનુભવી વ્યકિત અને પંડિતજીના પ્રશંસક હતા. તેમણે તેમને રેશમી વસ્ત્રમાં બાંધેલી તુલસી રામાયણની નકલ ભેટ આપી હતી. લાલાજીએ અંતઃકરણપૂર્વક તેમને અપીલ કરી કે તેમની યુવાવસ્થા હવે પૂરી થવા આવી છે તેથી તેમણે હવે વૃદ્ધાવસ્થા વિષે પણ વિચારવું જોઈએ એવા ખ્યાલથી તેમણે તુલસી રામાયણ પંડિતજીને આપી હતી, જેથી આ રામાયણ તેમના આ સનાતન સત્યની તેમને સતત યાદ કરાવતી રહે. પંડિતજી તેમની આ મર્મસ્પર્શી વાણીથી ખૂબ પ્રભાવિત થયા. તેમણે રામાયણનો સ્વીકાર કર્યો અને રામના પરમભકત બનવાનું વ્રત લીધું. આ વ્રતે તેમની ઉત્તરાવસ્થામાં તેમનું માર્ગદર્શન કર્યું.

૧૯૦૧થી ૧૯૦૮ સુધીના આઠ વર્ષના ગાળા દરમ્યાન તેમની વ્યક્તિગત દેખરેખ અને માર્ગદર્શન નીચે ગાંધર્વ મહાવિદ્યાલય સુદઢ રીતે સ્થાપિત થયું અને ગણનાપાત્ર પ્રતિષ્ઠા સિદ્ધ કરી. આ સંસ્થાના જમા પાસે અનેક ઉપલબ્ધિઓ હતી. સંગીત શીખવવા માટે નિયમિત અભ્યાસક્રમ તૈયાર થયો હતો અને યોગ્ય પાઠયપુસ્તકો પ્રકાશિત કરવામાં આવ્યાં હતાં. વિદ્યાલય તરફથી નિયમિત પરીક્ષાઓ લેવામાં આવતી હતી. સંગીતના મિશનરીઓનો એક સતત પ્રવાહ ધીરે ધીરે તૈયાર થઈ રહ્યો હતો. આમજનતાએ પણ સંગીતની પ્રવૃત્તિઓમાં રસ લેવાનું શરૂ કર્યું હતું. વિદ્યાલયમાં તાલીમ પામેલા, લાયકાત ધરાવતા સંગીત શિક્ષકોની ઘણી મોટી માગ રહેતી.

તેઓ પોતાના વિદ્યાર્થીઓને જુદી જુદી સંસ્થાઓમાં શિક્ષક તરીકે મોકલવા સમ્મત હતા. આ રીતે તેમણે શ્રીમતી એની બેસંટની વિનંતિથી શ્રી શ્રીકૃષ્ણ હરલેકરને બનારસ હિન્દુ કૉલેજમાં મોકલ્યા.

૮

જેમ જેમ વર્ષો પસાર થતાં ગયાં અને સંસ્થાની પ્રવૃત્તિઓ વધતી ગઈ તેમ તેમ તેમને સંસ્થાની પ્રવૃત્તિઓનું ક્ષેત્ર પંજાબ બહાર વિસ્તૃત કરવાની આવશ્યકતા જણાઈ. યોગ્ય વિચારણા બાદ પોતાના વિદ્યાલયની બીજી શાખા ખોલવા માટે તેમણે મુંબઈ પસંદ કર્યું. આ પસંદગી માટે ઘણાં કારણો હતાં. મુંબઈ સૌથી મહત્ત્વનુ સાંસ્કૃતિક કેન્દ્ર હતું. તે સાચા અર્થમાં 'ભારતનું પ્રવેશદ્વાર' હતું. ઉપરાંત તે મુંબઈ રાજ્યની રાજધાની હતું. તે રાજ્યમાંથી પોતે આવ્યા હતા અને પોતાના ઘણા વિદ્યાર્થીઓ આવતા હતા. તેથી ૧૯૦૮ના સપ્ટેમ્બરમાં પસંદ કરેલા કેટલાક શિષ્યો સાથે તેમણે લાહોરથી મુંબઈ સ્થળાંતર કર્યું.

મુંબઈ પચરંગી નગર હતું. તેથી પંડિતજી સામે સૌથી મોટો પ્રશ્ન વિભિન્ન ભાષાભાષી લોકોને પોતાની પ્રવૃત્તિઓમાં રસ લેતા કરવાનો હતો. આથી તેમણે પોતાને લોકો સમક્ષ રજૂ કરવા માટે ટિકિટ રાખીને જાહેર કાર્યક્રમો આપવાનો નિર્ણય કર્યો. તેમના જાહેર કાર્યક્રમોને લીધે તેઓ નગરના અગ્રગણ્ય નાગરિકો સાથેના સંપર્કમાં આવ્યા, અને પોતાની પ્રવૃત્તિઓમાં તેમને રસ લેતા કરવામાં સફળ થયા. ૧૯૦૮માં વિજયાદશમીને દિવસે જગદ્‌ગુરુ શંકરાચાર્યના મંગળ આશીર્વાદ સાથે લાહોરની સંસ્થાની શાખા તરીકે તેમણે મુંબઈમાં ગાંધર્વ મહાવિદ્યાલય સંસ્થા વિધિવત્ શરૂ કરી. ગિરગાંવ બૅક રોડ (અત્યારના વિઠ્ઠલભાઈ પટેલ રોડ) પર આવેલા શ્રી દીક્ષિતના મકાનમાં સંસ્થા ચાલવા લાગી. કામ કરવાનો પંડિતજીનો અનુભવ અને તેમની વ્યવસ્થાપદ્ધતિને કારણે તરત જ બહુ ઓછા સમયમાં સંસ્થા જામી ગઈ, પરિણામે સંસ્થાની વધતી જતી પ્રવૃત્તિઓ માટે સ્થળ સાંકડું પડવા લાગ્યું.

વિભિન્ન સમાજમાંથી આવતા ઘણા શિક્ષિત લોકો વિદ્યાલયના

વર્ગોમાં નિયમિત રીતે જતા. સંગીત વર્ગનો સમય સવારના ૭-૦૦થી ૧૦-૦૦ અને સાંજના ૫-૦૦થી ૧૦-૦૦ હતો. સ્ત્રીઓ માટે સવારના ૭-૦૦થી ૧૦-૦૦ અને બપોરના ૩-૦૦થી ૭-૦૦ સુધીની ખાસ અલાયદી વ્યવસ્થા હતી. તેમને તાલીમ આપવા માટે પંડિતજીએ ખાસ પોતાની બે ભત્રીજીઓ અને પત્નીને તાલીમ આપી હતી. સંસ્થામાં કંઠ્ય અને વાદ્ય બન્ને પ્રકારનું સંગીત શિખવવામાં આવતું. પંડિતજી સંસ્થાના આચાર્ય હતા અને લાહોરની જેમ ઉપાચાર્ય તરીકે ગુરુદેવ પટવર્ધન એમને સહાય કરતા. ગુરુદેવ પટવર્ધન તબલાં અને મૃદંગ શીખવતા. નાનપણથી તેમના સાથી એવા શ્રી વાટવે સિતારના પાઠ આપતા. શ્રી વાટવેએ ઉજ્જૈનના શ્રી અસ્તેકર પાસેથી સિતારમાં નૈપુણ્ય મેળવ્યું હતું. અધ્યાપનકાર્યમાં બીજા સભ્યો હતા શ્રી નારાયણરાવ ખરે અને ગોવિન્દરાવ આપ્ટે. તેમને પંડિતજીએ તાલીમ આપી હતી. તેમના બે ભત્રીજા શ્રી બાબુરાવ ગોખલે અને શ્રી ધુંડીરાજ પળુસકર, શ્રી વી. એન. પટવર્ધન, શ્રી રઘુનાથરાવ પટવર્ધન, શ્રી શંકરરાવ પાઠક વગેરેને સંગીતના મિશનરી તરીકે તાલીમ આપાતી હતી. પછીથી શ્રી શંકરરાવ વ્યાસ, શ્રી નારાયણરાવ વ્યાસ, શ્રી વામનરાવ પાધ્યે અને શ્રી ઓમકારનાથ ઠાકુર તેમના ગ્રુપમાં જોડાયા. આ બધા સંગીતના ક્ષેત્રમાં ગાયક અને સંગીતશાસ્ત્રી તરીકે ખૂબ નામના કમાયા છે.

બેત્રણ વર્ષમાં તો વિદ્યાર્થીઓની સંખ્યા ૫૦૦ સુધી પહોંચી ગઈ. સંગીતનાં પુસ્તકોના મુદ્રણની અને પ્રકાશનની તથા અન્ય સહાયક સાહિત્ય માટેની પ્રવૃત્તિઓ વધતાં છાપખાનું મુંબઈથી લાહોર લાવવાની જરૂર જણાઈ. પંડિતજીએ સંગીતનાં વાજિંત્રોનું સમારકામ કરવાની પણ એક દુકાન શરૂ કરી. પછીથી આ દુકાન 'Musical instrument supplying company'માં ફેરવાઈ. હિન્દી માસિક 'સંગીતામૃત પ્રવાહ'ને ધોરણે મુંબઈમાં એક 'ગાંધર્વ મહાવિદ્યાલય'

નામની મરાઠી પત્રિકા શરૂ કરી. મુંબઈ આવ્યા પછી તેમણે પ્રકાશિત કરેલાં પુસ્તકોની સંખ્યા લગભગ ૬૦ જેટલી થઈ. આ બધાં પ્રકાશનોમાં એક પ્રકાશન સ્વરાંકન સાથે શિષ્ટ રાગોમાં બંદિશ કરેલી અનેક સંતોની રચનાઓનું સંકલન પણ હતું.

તે દિવસોમાં લગ્ન આદિ માંગલિક પ્રસંગો પર લોકો મોટે ભાગે જૂના વ્યવસાયી ગાયકોનો અને ખાસ તો ગાયિકાઓના વર્ગમાંથી સ્ત્રી ગાયિકાઓનો જલસો ગોઠવતા. પંડિત વિષ્ણુ દિગમ્બરે આ પરંપરા તોડવાનો પ્રયત્ન કર્યો. આવા પ્રસંગોએ કાર્યક્રમ આપવા માટે તેમણે પોતાના વિદ્યાર્થીઓનું ખાસ જૂથ તૈયાર કર્યું. તેમાં બે હેતુ હતા: આવા પ્રસંગોએ સામાજિક ભૂમિકા સાથેના વિદ્યાર્થીઓને રજૂ કરવા અને સંસ્થા માટે ફંડ એકઠું કરવું.

મહાવિદ્યાલયનો સંગીતનો નવ વર્ષનો અભ્યાસક્રમ બે ભાગમાં વહેંચાયેલો હતો. પ્રથમ ભાગ ચાર વર્ષનો હતો, તે 'સંગીતપ્રવેશિકા' નામે ઓળખાતો. બીજો ભાગ પાંચ વર્ષનો હતો. તે અભ્યાસક્રમ પૂરો કર્યા પછી વિદ્યાર્થી 'સંગીતપ્રવીણ' કહેવાતો. આની પરીક્ષાઓ લાહોરમાં ય શરૂ થઈ હતી, પણ મુંબઈમાં તે વ્યવસ્થિત ભૂમિકા પર મૂકવામાં આવી. અત્યંત ટૂંકા ગાળામાં પ્રવૃત્તિઓ એટલી હદે વધી ગઈ કે સંસ્થા સંગીતના ક્ષેત્રમાં અગ્રગણ્ય અને આદર્શ સંસ્થા તરીકે માન્યતા પામી. આરંભમાં મુંબઈનું વિદ્યાલય લાહોરના વિદ્યાલયની શાખા તરીકે શરૂ થયું હતું, પણ તે તરત જ કેન્દ્રીય સંસ્થામાં ફેરવાયું અને લાહોરનું વિદ્યાલય શાખા ગણાવા લાગ્યું.

ગાંધર્વ મહાવિદ્યાલય દરેક વર્ષે સંગીતની પરીક્ષાઓ લેતું. પણ હજુ સુધી તેના વિદ્યાર્થીઓને ઔપચારિક રીતે પદવી એનાયત કરવાનું શરૂ કર્યું નહોતું. પંડિત વિષ્ણુ દિગમ્બરે સંગીતમાં નિયમિત રીતે પદવી એનાયત કરવાનો અને તે માટે અન્ય શૈક્ષણિક સંસ્થાઓની

પદ્ધતિ પ્રમાણે પદવીદાન સમારંભ યોજવાનો વિચાર કર્યો. અનેક મિત્રો અને પ્રશંસકોએ તેમાંથી તેમને વાળવાનો પ્રયત્ન કર્યો પણ તેમણે તો આ વિચારને અમલમાં મૂકવાનો નિર્ણય કર્યો હતો. તેમણે સંગીતના પદવીદાન સમારંભમાં હાજરી આપવા તે સમયના મુંબઈના ગવર્નરની અનુમતિ પણ મેળવી. પહેલો પદવીદાન સમારંભ ૧૯૧૧માં ઊજવાયો હતો. તે વખતના મુંબઈના ગવર્નર લૉર્ડ સિડનહામે ઉત્તીર્ણ સ્નાતકોને પદવી એનાયત કરી. આ ભવ્ય સમારંભે સંસ્થાની અને પંડિત વિષ્ણુ દિગમ્બરની કીર્તિ પણ કળશ ચડાવ્યો.

આ પ્રથમ પદવીદાન સમારંભ પછી આવા બીજા ચાર પદવીદાન સમારંભો પંડિતજીની હયાતી દરમિયાન યોજાયા હતા. બીજો પદવીદાન સમારંભ ૧૯૧૫માં યોજાયો હતો, અને તે વખતના મુંબઈના ગવર્નર લૉર્ડ વિલિંગ્ડન તે સમારંભના અધ્યક્ષ હતા. ૧૯૧૯માં એક અગ્રગણ્ય નેતા અને સંગીતના પુરસ્કર્તા એવા સર મોહમ્મદ યુસુફ સૌદાગરે સ્નાતકોને પદવી એનાયત કરી. ચોથો પદવીદાન સમારંભ પંડિતજીની હયાતી દરમિયાનનો છેલ્લો, ૧૯૨૧માં યોજાયો હતો. તે સમારંભનાં અધ્યક્ષ હતા તે વખતના મુંબઈના ગવર્નર સર જ્યૉર્જ લોય્ડ.

ગાંધર્વ મહાવિદ્યાલયની વધતી જતી ખ્યાતિને લીધે અગ્રગણ્ય લોકકાર્યકરો સંગીતની બાબતમાં પંડિત વિષ્ણુ દિગમ્બરની સલાહ લેતા. સંગીતના તાલીમ પામેલા શિક્ષકો માટે અનેક શિક્ષણ સંસ્થાઓની સતત માગ રહ્યા કરતી. પંડિત શ્રીકૃષ્ણાજી હરલેકરને તો બનારસ હિન્દુ કૉલેજમાં મોકલી આપવામાં આવ્યા હતા. ૧૯૧૫માં તેમના એક અગ્રણી શિષ્ય શ્રી વી. એ. કશાલકરને અલ્લાહાબાદ મોકલી આપવામાં આવ્યા. મહાત્મા ગાંધીને દેશના સાંસ્કૃતિક જીવનમાં સંગીતનું સ્થાન શું છે એ સમજતાં વાર ન લાગી. તેમણે અમદાવાદના સાબરમતી આશ્રમ માટે એક સારા સંગીતકારની માગણી કરી. પંડિત

વિષ્ણુ દિગમ્બરે તરત જ તેનો સ્વીકાર કર્યો અને પોતાના વિશ્વાસુ શિષ્ય તથા આશ્રમના વાતાવરણમાં ભળી જાય તેવા ચારિત્ર્યશીલ નારાયણરાવ ખરેને મોકલી આપ્યા.

પોતાના પ્રસન્ન વ્યકિતત્વથી તથા કલાગત સંસિદ્ધિઓથી પંડિત વિષ્ણુ દિગમ્બરે પોતાની આસપાસ બાલચંદ્ર ભાટવાડેકર, શ્રી નારાયણ ચંદાવરકર, ડૉકટર ભાજેકર, ડૉકટર જી. વી. દેશમુખ, શ્રી અન્ના-સાહેબ નેને, સર મોહમ્મદ યુસુફ સૌદાગર, શ્રી એસ. પી. કાપડિયા, શ્રી બાબાસાહેબ બિવાલકર જેવા ઘણા મિત્રો અને પ્રશંસકો ભેગા કર્યા હતા. મિરજનરેશના જમાઈ શ્રી બાબાસાહેબ બિવાલકર ગાંધર્વ મહા-વિદ્યાલયની પ્રવૃત્તિઓમાં ખાસ રસ લેતા.

સંસ્થાની પ્રવૃત્તિઓ અને તે સાથે વિદ્યાર્થીઓની સંખ્યામાં વધારો થવાને કારણે ગિરગાંવ બૅક રોડ પરનું મકાન નાનું લાગવા માંડયું. આથી પંડિતજીએ પ્રિન્સેસ સ્ટ્રીટમાં સંસ્થાની નવી શાખા ખોલી. પરંતુ આ બન્ને મકાનના ભાડાની રકમો સંસ્થાના અર્થતંત્રને બોજારૂપ હતી. તેથી શ્રી બિવાલકરે, સંસ્થાએ પોતાનું મકાન બનાવવાનો સમય પાકી ચૂકયો હોવાનું સૂચન કર્યું. મુંબઈના ગિરગાંવ વિસ્તારમાં 'આંગ્રેવાડી' નામે મોટી એસ્ટેટના તેઓ માલિક હતા. તેમણે સંસ્થાના મકાન માટે પોતાની એસ્ટેટમાંથી સેન્ડહર્સ્ટ રોડ તરફનો એક પ્લોટ કાઢી આપ્યો. પૈસા માટે તો તેમણે કહ્યું કે પંડિત વિષ્ણુ દિગમ્બરે જેટલું બને તેટલું ફંડ કરવું અને ખૂટતી રકમ પોતે લોન પેટે આપશે. આ વ્યવસ્થાને આખરી સ્વરૂપ આપ્યા પછી શ્રી બાલચંદ્ર કૃષ્ણ ભાટવાડેકરના શુભ હસ્તે ૧૯૧૩માં મકાનનું ખાતમુહૂર્ત થયું. શ્રી બિવાલકર પોતે મકાનના બાંધકામની દેખરેખ રાખતા. ૧૯૧૫માં મકાનનું બાંધકામ પૂરું થયું. તે વખતના મુંબઈના ગવર્નર લૉર્ડ વિલિંગ્ડનની હાજરીમાં ભવ્ય ઉદ્-ઘાટન સમારંભ યોજાયો. પંડિત વિષ્ણુ દિગમ્બર પોતાની લાંબા સમયની

એક મહેચ્છાને મૂર્તિમંત થયેલી જોઈ અત્યંત આનંદિત થયા. આ વિશિષ્ટ ઉપલબ્ધિ માટે મુંબઈનાં વર્તમાનપત્રોએ તેમને ભારોભાર અભિનંદનો આપ્યાં.

મકાન બનાવવા માટે થયેલું ભારે દેવું ભરપાઈ કરવાની પંડિત વિષ્ણુ દિગમ્બરને ભારે ચિંતા હતી. આ હેતુ માટે ફંડ એકઠું કરવાનો પ્રયત્ન કર્યો. પોતાના બધા જ જલસાઓમાં ધનિક નાગરિકોને તે ઉદાર હાથે દાન કરવાની અપીલ કરતા, પરન્તુ તેમની જરૂર મુજબનાં નાણાં તે એકઠાં કરી શકયા નહિ. તે ઉપરાંત તે સમયે પ્રથમ વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું હતું, તેથી તેમના પ્રયત્નો પર માઠી અસર થઈ. ફંડ એકઠું કરવા માટે તેમણે પ્રવાસ ખેડયો, પણ આર્થિક રીતે તે સફળ પુરવાર ન થયો. જો કે સંસ્થાની પ્રવૃત્તિઓ તો વધતી જ જતી હતી. પણ આવક અને જાવકનાં પલ્લાં મેળવી શકાતાં નહોતાં. આથી શ્રી બિવાલકરનું દેવું ભરપાઈ કરવાનું અશક્ય બની ગયું. વળી શ્રી બિવાલકરને મળી તેમને પોતાની આ સ્થિતિ સમજાવવામાં તેઓ સંકોચ અનુભવતા હતા. કમભાગ્યે શ્રી બિવાલકરે આ વાતને ખોટા પરિપ્રેક્ષ્યમાં જોઈ, અને પોતાના વકીલ દ્વારા કાયદેસરની નોટિસ બજવી. આથી પંડિતજીને આઘાત લાગ્યો. તેઓ તરત જ શ્રી બિવાલકરને મળવા ગયા અને તેમને બે માસમાં પૈસા ભરી દેવાની ખાતરી આપી. મકાન ગીરો મૂકીને તેમણે તરત જ સાઠ હજારની લોન ઊભી કરી. તેમના નજીકના મિત્ર અને પ્રશંસક શ્રી સુકથનકરે તેમને દશ હજાર રૂપિયા આપ્યા અને બાકીના વીસ હજાર રૂપિયા મેળવવાની વ્યવસ્થા કરી અને નક્કી કરેલા સમયમાં શ્રી બિવાલકરના તમામ પૈસા ચૂકવી દીધા.

૧૯૧૬ના ચાતુર્માસ દરમ્યાન પંડિત વિષ્ણુ દિગમ્બરે રામાયણ પર વ્યાખ્યાનો આપ્યાં. આ વ્યાખ્યાનો અત્યંત સફળ થયાં અને તેથી સારી એવી રકમની પ્રાપ્તિ થઈ. પોતાના દેવાનો મોટો ભાગ ભરપાઈ કરવામાં

તે રકમ વાપરી. આ સફળતાથી ઉત્સાહિત થઈ વિદ્યાલયના વિદ્યાર્થીઓ માટે છાત્રાલય બાંધવાનું બીજું સાહસ તેમણે ઉપાડયું. તેમના ઘણા મિત્રોએ તેમને આમ કરતાં અટકાવવાનો પ્રયત્ન કર્યો અને બધું દેવું ભરપાઈ થઈ જાય ત્યાં સુધી થોભી જવાની સલાહ આપી. પણ તેઓ છાત્રાલયના મકાનની યોજનાથી એવા તો અભિભૂત હતા કે તેમની સલાહને અવગણી કાઢી. બહુ જ થોડા સમયમાં મકાન બની ગયું, અને ઈચલકરંજીના રાજાને હાથે તેનું ઉદ્ઘાટન થયું. આ વખતે વિદ્યાલયની પ્રવૃત્તિઓ ઉચ્ચોચ્ચ શિખર પર હતી. પરંતુ જીવનધોરણના ઊંચા જતા આંકને કારણે તથા વધતા જતા ખર્ચને કારણે સંસ્થાની નાણાકીય અવસ્થા ધીમે ધીમે વધારે નબળી થતી ગઈ.

આ સમયે, એટલે કે ૧૯૨૧માં બજારમાં એકાએક મોટી તેજી આવી. મકાનોના ભાવ વધી ગયા. ઘણા શુભેચ્છકોએ તેમને મકાન વેચી મારવાની સલાહ આપી. તેથી લગભગ પાંચેક લાખ રૂપિયાની આવક થઈ હોત. તેઓ પોતાનું દેવું ભરપાઈ કરી શકયા હોત, તે ઉપરાંત સારી એવી રકમ પણ વધી હોત. પણ આ વિચારે તેમના સ્વાભિમાનને ધક્કો લગાડયો, કારણ કે મકાન સાથે અનેક વ્યકિતગત મધુર સંસ્મરણો જોડાયેલાં હતાં. આથી આ બાબતમાં તેમણે કશુંય પગલું ભર્યું નહિ. પછીનાં થોડાંક જ વર્ષોમાં એકાએક બજારમાં મંદી આવી ગઈ અને હવે સોદો કરવાની કશી શકયતા રહી નહિ. દરમિયાન મુદ્દલ રકમ પર વ્યાજ આપવાનું પણ તેમને માટે અશક્ય બની ગયું, અને ધીમે ધીમે તેઓ દેવાના કળણમાં ખૂંપી ગયા. જરૂરી ફંડ એકઠું કરવા માટે પ્રવાસ પર જવાનો તેમણે વિચાર કર્યો. ૧૯૨૪માં તેઓ જયારે પોતાના પ્રવાસ પર હતા ત્યારે લેણદારો તેમના આવ્યાની રાહ જોયા સિવાય જ બન્ને મકાન પર જપ્તી લાવ્યા અને જાહેર લિલામ કરી નાખ્યું. મકાનોના લિલામમાંથી બે લાખ સાઠ હજાર રૂપિયા તેમને મળ્યા, પણ આમ

થવાથી પંડિત વિષ્ણુ દિગમ્બરને ભયંકર આઘાત લાગ્યો અને વધારે તો તેમના મૂલ્યવાન કામકાજને. આ અણધારી ઘટનાને લીધે મુંબઈના વિદ્યાલયની પ્રવૃત્તિઓ થંભી ગઈ. આ ઘટના તેમની ઊતરતી અવસ્થામાં ભયંકર આઘાતરૂપ હતી.

લિલામમાં મકાન વેચાઈ ગયા પછી તેઓ ૧૯૨૪માં નાસિક ગયા. ત્યાં શ્રી રામનામ આધાર આશ્રમમાં રહેવા લાગ્યા. જ્યારે તેઓ મુંબઈમાં હતા ત્યારે જ આ આશ્રમની શરૂઆત કરી હતી. તેમણે ઘણી સંખ્યામાં પુસ્તકો પ્રગટ કર્યાં હતાં. તેમાંનાં ઘણાં પુસ્તકો સંગીતની સંસ્થાઓમાં પાઠયપુસ્તકો તરીકે ચલાવાતાં હતાં. "વ્યાયામ કે સાથ સંગીત" અને "બેંગાલી ગાયન" જેવાં તેમનાં પુસ્તકો સંગીત પ્રત્યેના તેમના અભિગમની નવીનતાનાં દ્યોતક હતાં. આ સમય દરમિયાન તેમના ઘણા સંગીતમિશનરીઓ જુદી જુદી જગ્યાએ સ્થિર થયા હતા, અને પોતાનું કામ જારી રાખતા હતા. તેમના કેટલાક શિષ્યોએ અનન્ય શક્તિસંપન્ન કલાકારો તરીકે સમગ્ર ભારતમાં નામ કાઢ્યું હતું. પોતાના જીવનનું મિશન સિદ્ધ થતું જોઈને તેમને પરમ સંતોષ થતો. પોતાનો ઘણો સમય હવે તે રામભક્તિમાં ગાળતા. પોતાના પ્રવાસ દરમ્યાન તેઓ શિષ્ટ સંગીતના કાર્યક્રમો કરતાં રામાયણ પરનાં વ્યાખ્યાનો અને કીર્તનને અધિક મહત્ત્વ આપતા. ૧૯૨૬માં મુંબઈમાં ગાંધર્વ મહાવિદ્યાલયની રજતજયન્તી ઊજવવાનો પ્રયત્ન કરી જોયો, પણ તે મુંબઈમાં યોજી શકવામાં સફળ થયા નહિ. આથી આ ઉત્સવ કરાંચીમાં ઊજવાયો. પોતાની સંસ્થાના મકાનની ખોટ તેમને સાલવા લાગી. પણ પોતાના વિદ્યાર્થીઓ સાથે વાત કરતાં તેમણે જોયું કે પોતાના કાર્યના જીવંત સ્થંભ જેવા પોતાના સેંકડો વિદ્યાર્થીઓ દ્વારા તેઓએ પોતાના જીવનકાર્યને સિદ્ધ કરી લીધું હતું. આવા વિદ્યાર્થીઓ પોતે જ એક સંસ્થા જેવા હતા. વિષ્ણુ દિગમ્બરને લાગ્યું કે મકાન જેવી દુન્યવી સંપત્તિની

આસક્તિમાંથી પોતાને મુક્ત રાખવાની ભગવાન રામની ઈચ્છા હતી. તેમની ઈચ્છાનો વિજય થયો.

પોતાના જીવનનાં છેલ્લાં કેટલાંક વર્ષોમાં સમગ્ર દેશમાં તેમણે વ્યાપક પ્રમાણમાં પ્રવાસ કર્યો. તેમાં ખાસ તો રામાયણ પર વ્યાખ્યાનો આપવાનો અને કીર્તનો ગાવાનો કાર્યક્રમ આખ્યો. વારંવારના પ્રવાસ અને આવતી જતી વૃદ્ધાવસ્થાએ તેમના સ્વાસ્થ્યને પૂરેપૂરું બગાડી નાખ્યું. તે દિવસો સગવડભર્યા પ્રવાસના દિવસો નહોતા, અને તેમાંય ખાસ તો નેપાળમાં. નેપાળથી પાછા આવતાં તેમને તાવ ચઢયો, અને છતાં તેમણે પોતાની કલકત્તા અને બનારસની યાત્રા ચાલુ રાખી. તેમનો તાવ વધતો જ ચાલ્યો. પોતાની લથડતી તબિયત હોવા છતાં તેઓએ રામાયણપઠન જારી રાખ્યું, અને તેમાં કશો અપવાદ ચલાવી લેતા નહિ. આખરે તેઓ આ શારીરિક પરિશ્રમ વધારે સહન ન કરી શક્યા અને તેમને નાસિક પાછા લાવવા પડયા. નાસિકમાં પણ તેમની તબિયતમાં કોઈ સુધારો ન દેખાયો. તેમની બીમારીના સમાચાર સાંભળીને મિરજનરેશે પોતાની વ્યક્તિગત દેખરેખ નીચે દાક્તરી સારવાર કરાવવા માટે મિરજ લઈ જવાનો નિર્ણય કર્યો. તે પ્રમાણે, ૧૯૩૧ના જૂનના અંતમાં તેમણે પંડિત વિષ્ણુ દિગમ્બરને મિરજ ખસેડયા. ઉત્તમ દાક્તરી સારવાર હોવા છતાં તેમની તબિયત વધારે લથડતી ચાલી. ઘણીવાર તેઓ બેહોશીની સ્થિતિમાં રહેતા. તેમણે જાણી લીધું કે હવે મૃત્યુ આવી રહ્યું છે. તેથી તેમણે ચોવીસે કલાક રામનામની ધૂન સાંભળવાની ઈચ્છા પ્રકટ કરી. તે પ્રમાણે તેમના શિષ્યોએ ચોવીસે કલાક રામધૂન તાનપૂરાના સૂરમાં ચાલુ રાખી. તેઓ હમેશાં કહેતા કે તેઓ સંગીતમાં એટલા બધા ડૂબી જતા કે જો કોઈ તેમના હાડકા પર પણ થાપ મારે તો તે પણ સંગીતની સ્વરલહરીઓ પેદા કરે. અર્ધબેહોશીની અવસ્થામાં પણ જ્યાં સુધી તાનપૂરાનું ગુંજન અને રામધૂન ચાલતી ત્યાં સુધી તેઓ ચૂપચાપ પડી

રહેતા. પણ જે ક્ષણે તે બંધ થાય કે તુરત તેઓ એકદમ વ્યગ્ર બની જતા. આ પ્રમાણે મૃત્યુ સાથે તેમનો સંઘર્ષ ચાલતો હતો. ૧૯૩૧ના ઑગસ્ટની ૨૧મીની સવારે તેમની અવસ્થા ગંભીર બની; અને લગભગ બપોરના ૧-૩૦ વાગ્યે સતત રામધૂન વચ્ચે તેમણે આખરી શ્વાસ મૂક્યો. એ એક વિચિત્ર યોગાનુયોગ હતો કે તેમની કારકિર્દીનો આરંભ મિરજમાં થયો હતો અને તેનો અંત પણ મિરજમાં આવ્યો. તીવ્ર શોક સાથે મિરજના મહારાજાનો ઉદ્‌ગાર સરી પડયો: "તે સંગીતની પોતાની કારકિર્દી બનાવવા મારી પાસે આવ્યા, અને તે કારકિર્દી બનાવીને તેની સમાપ્તિ માટે પણ મારે ત્યાં આવ્યા." તેમના મરણના દુ:ખદ સમાચાર સાંભળીને દેશભરમાં તેમના અસંખ્ય પ્રશંસકોએ અને શિષ્યોએ પોતાનો શોક પ્રદર્શિત કર્યો.

પંડિત વિષ્ણુ દિગમ્બરનું પોતાનું કુટુમ્બ તો નાનું હતું, પણ તેઓ પોતાના સેંકડો શિષ્યોનો નિભાવ કરતા. આમ કુટુમ્બની જવાબદારી તેમણે વધારી મૂકી હતી. તેમને માત્ર એક ભાઈ અને ત્રણ બહેનો હતી. તેમના ભાઈ ગોપાળરાવે પિતાનો કીર્તનકારનો વ્યવસાય ચાલુ રાખ્યો હતો. તેમની ત્રણ બહેનોમાં એક વિધવા હતી. તે પોતાનાં બાળકો સાથે પંડિતજી સાથે રહેતી હતી. પંડિતજીએ તેનાં બધાં બાળકોને સંગીત શીખવ્યું. ભાઈનાં સંતાનોને પણ સંગીત શીખવ્યું. તેમને પોતાને બાર સંતાનો થયાં હતાં, પણ એક છેલ્લા સંતાન સિવાય બધાં નાની વયમાં જ અવસાન પામેલાં. જ્યારે પંડિતજીનું અવસાન થયું ત્યારે છેલ્લો પુત્ર દત્તાત્રેય ૧૧ વર્ષનો હતો. દત્તાત્રેય પછી અત્યંત જાણીતા સંગીતકાર થયા અને બાપ તેવા બેટાની કહેવતને સાર્થક કરી. તેઓ માત્ર ભારતમાં જ નહિ, પણ ભારતબહાર પણ ખ્યાત થયા હતા. પંડિત ડી. વી. પળુસકર તરીકે જાણીતા થયેલા આ આશાસ્પદ સંગીતકારનું ૧૯૫૫માં અકાળે અવસાન થયું અને સંગીતના ક્ષેત્રમાં ન પૂરી શકાય

તેવી ખોટ પડી. પંડિત વિષ્ણુ દિગમ્બરના શબ્દોમાં કહીએ તો "આવી શ્રીરામની ઈચ્છા હતી."

## ૧૦

પંડિત વિષ્ણુ દિગમ્બર મૌલિકતા અને કલ્પનાસમ્પન્ન વ્યકિત હતા. સામાન્ય જનતામાં સંગીતને લોકપ્રિય બનાવવા માટે તેમણે સંગીતના ક્ષેત્રમાં અનેક નવા વિચારો રજૂ કર્યા. છેક ૧૮૯૭માં તેમણે ટિકિટના વેચાણ સાથેના સંગીતના જાહેર જલસાઓનો આરંભ કર્યો. આવા જલસાઓને તેઓ હમેશાં રસપ્રદ અને આકર્ષક બનાવવા પ્રયત્ન કરતા. બરાબર સમયસર જલસાનો આરંભ અને સમાપન કરવામાં તેમની નિયમિતતા, તેમની સુઘટ અને સુનિયોજિત રજૂઆત જલસાના આકર્ષણમાં ઉમેરો કરતાં.

વિદ્યાલયના ઉપક્રમે તેઓ વિવિધ કાર્યક્રમો રજૂ કરતા અને આવા કાર્યક્રમોમાં નવીન વિચારો લાવતા. તેમણે "તબલાતરંગ" સૌથી પ્રથમ રજૂ કર્યું. "તબલાતરંગ"માં જુદાં જુદાં તબલાં, સંગીતના જુદા જુદા સૂરમાં મેળવીને જલતરંગની જેમ બજાવવામાં આવે છે. જાહેર જલસાઓમાં ભદ્ર પરિવારમાંથી આવતાં સ્ત્રી કલાકારોને રજૂ કરવાનો સાહસિક પ્રયોગ તેમણે કર્યો. આ શકય બની શકયું, કેમ કે ભદ્ર સમાજની ઘણી સ્ત્રીઓ તેમના વર્ગોમાં જોડાઈ હતી. આવા પ્રસંગોએ તેમને ઉપસ્થિત થવા પંડિતજી પ્રોત્સાહિત કરતા. આ એક અનન્ય સામાજિક સુધારો હતો, જે તેમની પ્રગતિશીલ દૃષ્ટિનો દ્યોતક છે. પ્રસિદ્ધ સંતોનાં ભજનોની શાસ્ત્રીય રાગિણીઓમાં તેમણે કરેલી બંદિશોએ તેમના જલ-

સાઓમાં આકર્ષણનો ઉમેરો કર્યો, એટલું જ નહિ પણ શાસ્ત્રીય સંગીતને આમજનતામાં લોકપ્રિય કર્યું.

પંડિતજી સમગ્ર ભારતમાં મોટા પાયા પર પ્રવાસ ખેડતા અને અનેક જાહેર જલસા આપતા. તેઓ રાજ્યોના રાજાઓનાં અને સંગીતના અમીર આશ્રયદાતાઓના ખાનગી જલસા માટેનાં નિમંત્રણો પણ સ્વીકારતા. આવા પ્રસંગોએ પોતાનું ગૌરવ જાળવવાની બાબતમાં તેઓ ખૂબ સાવધ રહેતા.

એક વખત કોઈ રાજ્યના રાજાએ પોતાના મહેલમાં કાર્યક્રમ આપવા માટે તેમને નિમંત્રણ આપ્યું. જો કે તે એક ખાનગી જલસો હતો, પણ પંડિતજીની પ્રતિષ્ઠાને કારણે અનેક લોકો ભેગા થયા હતા. હમેશની જેમ પંડિત વિષ્ણુ દિગમ્બર વ્યવસ્થાનો સામાન્ય ખ્યાલ મેળવવા સમયથી થોડા વહેલા ત્યાં ગયા. આમંત્રિતો માટે ગોઠવેલી અનેક સુન્દર બેઠકો તેમણે જોઈ. પણ તેમના માટે તથા તેમના વૃન્દ માટે બેઠકની વ્યવસ્થા નહોતી. આથી તેમણે ફરજ પરના અધિકારીને પોતાને માટે તથા પોતાની પાર્ટીને માટે થોડી ખુરશીઓ મૂકવા માટે કહ્યું. વ્યવસ્થાપકને નવાઈ લાગી અને તેમ કરવાનું કારણ પૂછ્યું. પંડિજીએ કહ્યું કે જ્યારે આમંત્રિત મહેમાનો ખુરશી પર બેસવાના હોય ત્યારે સંગીતકારો માટે પણ ઊંચી બેઠકો હોવી જોઈએ. તેમણે કહ્યું કે કાર્યક્રમ આપતી વખતે તેઓ શ્રોતાઓના પગ આગળ બેસશે નહિ. વ્યવસ્થાપકે આ વાત રાજાને કરી. તે સાંભળીને રાજાને પણ નવાઈ ઊપજી. તેઓ તેવી વ્યવસ્થા માટે સમ્મત થયા. કાર્યક્રમની સમાપ્તિ પછી પોતાનો આનંદ વ્યકત કરતાં રાજાએ કહ્યું કે પોતે પહેલી જ વાર સંગીતકારોને ખુરશીમાં બેસીને કાર્યક્રમ આપતા જોયા. પંડિતજીએ તરત જ જવાબ આપ્યો કે જો શ્રોતાઓ ખુરશીમાં બેસવાના હોય અને સંગીતકારોને તેમના પગ આગળ બેસવાનું હોય તો તે સંગીતકારોના મોભા નીચેની વાત નથી? એ

કલાનો અનાદર નથી? અને છેવટે સંગીતની મહાન કલાનું અપમાન નથી? રાજવીએ તેમના આ વલણની પ્રશંસા કરી. પંડિતજીએ સંગીત પરિષદોના ક્ષેત્રમાં પણ નક્કર પ્રદાન કર્યું હતું. ૧૯૧૬માં તેમના પ્રસિદ્ધ સમકાલીન પંડિત ભાતખંડેએ સર સયાજીરાવ ગાયકવાડના આશ્રય નીચે અખિલ ભારતીય સંગીત સમ્મેલન ભર્યું.

સંગીતની વિભિન્ન શૈલીના પ્રતિનિધિઓએ, પ્રસિદ્ધ સંગીતશાસ્ત્રીઓએ અને સંખ્યાબંધ જાણીતા ગવૈયાઓએ સમ્મેલનમાં ભાગ લીધો હતો. પંડિતજીએ પણ આ સમ્મેલનમાં ભાગ લીધો હતો અને સ્વરાંકન પદ્ધતિ વિષે પોતાનો નિબંધ વાંચ્યો હતો. આ સમ્મેલનમાં તેમની વચ્ચે અને સંગીતની એક વિદુષી આલોચિકા વચ્ચે એક રમૂજી વાર્તાલાપ થયો હતો. તેણે પંડિતજીને મૂંઝવવા માટે પ્રશ્ન કર્યો: "તમારી સંસ્થાએ આજ સુધીમાં કેટલા 'તાનસેન' આપ્યા?" વિશાળ પાયા પર સંગીત શિખવવાના પંડિતજીના મિશન સામે આ પ્રશ્ન તાકવામાં આવ્યો હતો. પંડિતજીએ તરત જ પ્રત્યુત્તર વાળ્યો: "મહાન તાનસેન પણ બીજો તાનસેન તો આપી શકયા નથી, પણ તાનસેન પણ જે નથી કરી શકયા તે મેં કર્યું છે. મેં મારી સંસ્થા દ્વારા અને અનેક પ્રવાસો દ્વારા સંગીતને માટે કાન ધરાવતા તાનસેનના હજારો ગુણજ્ઞ શ્રોતાઓ તૈયાર કર્યા છે."

આ પરિષદમાં પંડિતજીએ જોયું કે સંગીતની ઘણી બધી જીવંત સમસ્યાઓની ચર્ચા થઈ, પરન્તુ ગવૈયાઓને ગૌણ મહત્ત્વ આપવામાં આવ્યું હતું, તથા સમ્મેલન રાજાઓ અને બીજા મહાજનોથી પ્રભાવિત હતું. તેમને આ ગમ્યું નહિ તેમણે પોતાની આગવી પરિષદ યોજવાનો નિર્ણય કર્યો. તેમણે બરાબર ૧૯૧૮ની શરૂઆતથી જ સૂચિત સંગીત પરિષદની પ્રાથમિક તૈયારીઓ કરવા માંડી. મકાનના કંપાઉન્ડમાં એક મોટો ખુલ્લો ચૉક હતો. તેનું નામ હતું 'શ્રી રામ ચૉક'. આ ચૉકમાં

મોટો મંડપ બાંધીને ત્યાં સંગીત પરિષદ ભરવાનું નક્કી કરવામાં આવ્યું. આ સંમેલનની જાહેરાત અને પ્રચાર નવીન રીતે કરવામાં આવ્યાં. એક હાથલારીમાં પૂઠાનો એક મોટો તાનપૂરો મૂકવામાં આવ્યો, અને મુંબઈનાં તમામ મહત્ત્વનાં સ્થળોએ ફેરવીને પ્રદર્શિત કરવામાં આવ્યો. આ જાહેરાત સંસ્થાના વિદ્યાર્થીઓ દ્વારા કરવામાં આવી હતી. પ્રથમ સંમેલન ૧૯૧૮ના માર્ચ માસમાં ભરાયું. તેના અધ્યક્ષપદે હતા શ્રી એમ. આર. જયકર, બાર–એટ–લૉ. સંમેલનમાં ભાગ લેનાર કલાકારોમાં હતા બાલકૃષ્ણ બુવા ઈચલકરંજીકર (તેમના ગુરુ), રહીમત ખાન, વિલાયતહુસેન ખાન, ગોવિન્દ ભાઉ શાલિગ્રામ, ઈસ્માઈલ ખાન (સિતાર-વાદક) અને અન્ય. આ સંમેલનમાં એક ભવ્ય સંગીતજલસો યોજવામાં આવ્યો હતો. આવાં બીજાં ચાર સંમેલનો પંડિત વિષ્ણુ દિગમ્બરે યોજ્યાં હતાં. તેમાંથી એક સંમેલનના અધ્યક્ષ તેમના ગુરુ બાલકૃષ્ણ બુવા ઈચલકરંજીકર હતા. સંમેલનોની સાથે સાથે ભારતીય સંગીત-વાદ્યોનાં પ્રદર્શનો યોજવામાં આવ્યાં હતાં. આવાં પ્રદર્શનોમાંના એકનું ઉદ્‌ઘાટન પ્રસિદ્ધ સંગીતકાર ભાસ્કર બુવાએ કર્યું હતું. આ સંમેલનોએ વિદ્યાલયના વિદ્યાર્થીઓને સંગીતની વિવિધ સમસ્યાઓ વિષે આપસ-આપસમાં ચર્ચા કરવાનું ઉત્તેજન આપ્યું, અને સંગીતના કલાકારોને એકબીજાની નજીક લાવી તેમના પરસ્પરના મતભેદ દૂર કરવાની તકો પૂરી પાડી.

વધતી જતી અવસ્થા સાથે ભગવાન રામ પ્રત્યેની તેમની ભક્તિ પણ વધતી ચાલી. તેમણે રામાયણનું ખાસ અધ્યયન કર્યું, અને અનેક દોહા, ચોપાઈ અને રામાયણમાં યોજાયેલી એવી બીજી રચના–પદ્ધતિઓની શાસ્ત્રીય રાગોમાં બંદિશ કરી. આ રચનાઓ સાથે સુસજ્જ થઈને તેમણે મુંબઈમાં માધવબાગમાં તુલસીરામાયણ પર પ્રથમ જાહેરમાં પ્રવચન આપ્યું. તેમનું ઉત્તમ સંગીત, હિન્દી ભાષા પરનું તેમનું પ્રભુત્વ,

તેમનું પ્રભાવશાળી વ્યકિતત્વ અને તેમનો થનગનતો ઉત્સાહ—આ બધાં તત્ત્વોએ તેમનાં પ્રવચનોને એકદમ લોકપ્રિય બનાવી દીધાં, અને ભારે મોટી સંખ્યામાં લોકોને આકર્ષ્યા. પોતાના પ્રવચન દરમ્યાન પંડિતજી જુદા જુદા સંતોનાં અનેક ભકિતપદોને શાસ્ત્રીય રાગોમાં રજૂ કરતા. તેમના શાસ્ત્રીય સૂરોને લીધે આવી કેટલીક રચનાઓ હજીય લોકપ્રિય બની રહી છે. તુલસીરચિત 'જબ જાનકીનાથ સહાય કરે'; ગુરુ નાનકરચિત 'સુમિરન કરલે મેરે મન', અને 'સાધો, મન કા માન ત્યાગો,' સંત સૂરદાસરચિત 'અબકી ટેક હમારી' અને 'સુનેરી મૈંને નિર્બલ કે બલરામ' વગેરે કેટલીક લોકપ્રિય રચનાઓની સંગીતની સ્વરાવલિ હજીય શ્રોતાઓના કાનમાં ગુંજ્યા કરે છે.

તેમણે પોતાનાં પ્રવચનોમાં 'રઘુપતિ રાઘવ રાજારામ'ની પ્રસિદ્ધ ધૂનને પણ લોકપ્રિય કરી. તેઓ આ ધૂનને રાષ્ટ્રગીતની પ્રતિષ્ઠા આપવા માગતા હતા. પછીથી આ ઈચ્છા લગભગ પરિપૂર્ણ થઈ પણ ખરી. ૧૯૩૦માં મહાત્મા ગાંધીજીએ પ્રસિદ્ધ દાંડીકૂચ શરૂ કરી. તે વખતે પંડિત વિષ્ણુ દિગમ્બરના શિષ્ય શ્રી નારાયણરાવ ખરેએ કૂચ કરતા સરઘસને મોખરે આ રામધૂન ગાઈ હતી. આથી તેઓ તમામ જાતિ, પંથ કે ધર્મના લોકોમાં અત્યંત લોકપ્રિય બની ગયા. એક વખતે હૈદરાબાદમાં પંડિતજીના એક શિષ્યે કેટલાક મુસલમાન છોકરાઓને આ રામાયણ ગાતાં સાંભળ્યા. તેમને કુતૂહલ થયું, તેથી તેમણે પૂછ્યું: "તમને આ રામધૂન કોણે શિખવાડી?" તે છોકરાઓમાંના એકે જવાબ દીધો: "કોઈ હિંદુ મહાત્મા રામાયણ પર પ્રવચનો આપતા હતા અને પ્રવચન દરમ્યાન તેઓ ઘણીવાર આ ધૂન ગાતા. તેમનો અવાજ એટલો બધો મીઠો હતો અને તેઓ એવા દિલથી ગાતા હતા કે અમને મોઢે થઈ ગઈ." રામધૂનની અત્યંત લોકપ્રિયતાનું આ એક પર્યાપ્ત ઉદાહરણ છે.

રામાયણનાં પ્રવચનો દરમ્યાન પંડિતજી શિસ્ત અને ગૌરવ જાળવવાની બાબતમાં અત્યંત કડક હતા. ભગવાન રામનું અપમાન થાય તેવા કશાય વ્યવહારને તે જરા જેટલોય સાંખી લેતા નહિ. આવે પ્રસંગે ગરીબ કે તવંગર કોઈને તેઓ છોડતા નહિ. તેઓ માનતા હતા કે રામાયણ પરનાં પ્રવચનો માત્ર મનોરંજન માટે નહોતાં, આ પ્રવચનોનું તો એક ઊંડું નૈતિક મહત્ત્વ હતું. એક વખત અજમેરના પ્રવાસ વખતે તેઓ ધર્મશાળામાં ઊતર્યા હતા. ધર્મશાળાના ખુલ્લા ચોગાનમાં તેઓ હમેશની જેમ રામાયણ વિષે પ્રવચનો આપવા લાગ્યા. પ્રવચનો લોકપ્રિય થયાં અને લોકો તે સાંભળવા ટોળે વળવા લાગ્યા. એક વખત અજમેરના એક લક્ષાધિપતિને આ પ્રવચનો સાંભળવાની ઈચ્છા થઈ. પોતાની આદત પ્રમાણે તેમણે અગાઉથી પોતાને બેસવા માટે આરામદાયક ગાદી મોકલી આપી, તે સાથે બીજી સાધનસામગ્રી પણ મોકલી. વળી તે પોતે ત્યાં મોડા ગયા. થોડીવાર પછી પ્રવચન સાંભળતાં સાંભળતાં તે સ્થળે પોતાની બેઠકમાં પગ લંબાવ્યા અને ઝોકાં ખાવા લાગ્યા. તેમની આવી વાંધાજનક વર્તણૂકથી ખિજાઈને પંડિતજીએ પોતાનો મિજાજ ગુમાવ્યો. પેલા શેઠને ઘાંટો પાડી સંભળાવી દીધું કે પ્રવચન દરમ્યાન આરામ કરવાનું અને ઝોકાં ખાવાનું યોગ્ય નથી. આવી વર્તણૂક માત્ર વકતાનું જ નહિ, પણ ભગવાન શ્રીરામનું પણ અપમાન છે. પેલા ધનિક બિચારા શરમાઈ ગયા અને પંડિતજીની ક્ષમા માગી.

જેમ જેમ દિવસો વીતતા જતા હતા તેમ તેમ રામ પ્રત્યેની તેમની ભકિત વધતી જતી હતી. તેઓને લાગતું હતું કે સુખમાં કે દુ:ખમાં રામ તેમની ભકિતની કસોટી કરે છે. વિદ્યાલયમાં તેમણે 'શ્રીરામ જય રામ, જય જય રામ'ની સતત રામધૂન ગાવાનો આરંભ કર્યો હતો. રામ જયન્તી કે ચાતુર્માસ જેવા કેટલાક નિશ્ચિત પ્રસંગોએ અખંડ રામધૂન ચાલતી. આ માટે ટુકડીઓ પાડવામાં આવતી. નક્કી કરેલા

સમય પ્રમાણે રાતદિવસ અખંડ રામધૂન ચાલતી. પોતે આ અખંડ રામધૂનમાં જોડાવા સવારનો સમય પસંદ કરતા. એક સવારે જ્યારે તેઓ પોતાની ટુકડી સાથે રામધૂન ગાતા હતા ત્યારે એક રાજ્યના રાજાનો સંદેશવાહક આવ્યો અને પોતાની સાથે રાજાના નિવાસસ્થાને આવવા માટે તેમને કહ્યું. રાજવીને પંડિત વિષ્ણુ દિગમ્બરનું સંગીત સાંભળવાની ઈચ્છા હતી. પણ પંડિતજીએ કહ્યું કે તેમની રામધૂન પૂરી થાય ત્યાં સુધી જો તે રાહ જોઈ શકે તેમ હોય તો જ તેઓ આવવા તૈયાર છે. ગમે તેમ પણ સંદેશવાહક વધારે થોભવા તૈયાર નહોતો. પોતાના શિષ્યની સલાહને અવગણીને તેમણે સંદેશવાહકને જણાવ્યું કે જ્યારે પોતે ભગવાન શ્રીરામની સેવામાં વ્યસ્ત છે ત્યારે તે અધૂરી મૂકવાને તે સમર્થ નથી. પોતાના શિષ્યને તેમણે ઠપકો આપ્યો અને કહ્યું કે ભગવાન રામ તેમની ભક્તિનિષ્ઠાની કસોટી કરતા હતા. ધનની પસંદગીએ તેમને રામથી દૂર હડસેલી મૂક્યા હોત.

બચપણથી જ પંડિતને કીર્તનકારની એક ભૂમિકા હતી. એક સફળ કીર્તનકાર માટે જરૂરી બધા ગુણો તેમનામાં હતા. ૧૯૧૫ માં તેમણે રામાયણનાં પ્રવચનોની સાથે સાથે કીર્તનો ગાવાનાં શરૂ કર્યાં. થોડાક જ વખતમાં કીર્તનકાર તરીકે તેમણે ભારે પ્રતિષ્ઠા મેળવી.

એક વખતે મિરજનરેશે મજાકમાં આહ્‌વાન આપ્યું કે જો તેઓ નરસોબાચી વાડીના ભગવાન દત્તાત્રેયની મૂર્તિને પહેરાવેલાં વસ્ત્રો પ્રાપ્ત કરવામાં સફળ થાય તો જ પોતે પંડિતજીને ઉત્તમોત્તમ કીર્તનકાર માને. આ વસ્ત્ર મેળવવાં તે અદ્વિતીય સંમાન ગણાતું. પંડિત વિષ્ણુ દિગમ્બર નરસોબાચી વાડીએ ગયા. તેમણે પોતાનાં કીર્તનોથી અને પ્રવચનોથી ત્યાંના લોકોનાં હૃદય જીતી લીધાં. તેમનાથી અત્યંત પ્રસન્ન થઈને મંદિરના ટ્રસ્ટીઓએ તેમને પૂછ્યું કે તેઓ ભગવાન દત્તાત્રેયના આશીર્વાદ કયા રૂપમાં પ્રાપ્ત કરવા ચાહે છે. તેમણે તરત જ ભગવાનનાં વસ્ત્રોની

માગણી કરી. ટ્રસ્ટીઓમાં આ માગણી અંગે લંબાણથી વાદવિવાદ થયો, પણ અંતે એમણે એકમતે પંડિતજીને આવું અદ્વિતીય સંમાન આપવાનો નિર્ણય કર્યો. તેઓ આ વસ્ત્ર પ્રાપ્ત કરીને મિરજ આવ્યા. મિરજનરેશે દબદબાપૂર્વક તેમનું સ્વાગત કર્યું. પછી ઘણા પ્રસંગોએ આ વસ્ત્રો પહેરીને પંડિતજી કીર્તનો ગાતા કે પ્રવચનો આપતા.

પંડિત વિષ્ણુ દિગમ્બર માનતા કે કલાકારે જગતથી અલિપ્ત બની હાથીદાંતના મિનારમાં નહિ રહેવું જોઈએ. કલાકારે પોતાના આજુબાજુના વિશ્વથી પરિચિત રહેવું જોઈએ અને તેણે પોતાની કલાના માધ્યમથી રાષ્ટ્રીય ઉત્થાનમાં ભાગ લેવો જોઈએ. તે વખતે રાષ્ટ્રવાદીઓ અને મવાળ પક્ષમાં તેમના ઘણા મિત્રો હતા, પણ વ્યકિતગત રીતે તેઓ લોકમાન્ય ટિળકના પ્રશંસક હતા. તેમણે પોતાની રીતે યથાશકિત રાષ્ટ્ર માટે ફાળો આપ્યો. રાષ્ટ્રીય ચળવળમાં તેમણે જેટલો પ્રત્યક્ષ ભાગ લીધો હતો તેટલો કોઈ પણ સંગીતકારે કયારે ય નહોતો લીધો એમ કહેવામાં અતિશયોકિત નથી. આખા દેશને હચમચાવી દેનાર ૧૯૦૫ના બંગભંગ આંદોલને તેમના પર ઊંડી અસર કરી હતી અને પોતાના લાહોરના વિદ્યાલયમાં રહ્યોરહ્યો તેમણે સંગીતના માધ્યમ દ્વારા રાષ્ટ્રભાવનાનો પ્રસાર કરવામાં સહાયતા કરી. તે વખતે તેઓ 'સંગીતામૃત પ્રવાહ' નામનું હિંદી માસિક કાઢતા હતા. તેમાં તેમણે સ્વરલિપિ સાથે દેશભકિતનાં અનેક ગીતો પ્રકાશિત કર્યાં. 'ભારત દેશ હમારા હૈ', 'ઘરકી ફૂટ બૂરી', અથવા 'વન્દે માતરમ્' નું હિન્દી રૂપાંતર (પાની કી કુછ કમી નહીં હૈ')—જેવાં ગીતો એવા મનોહર સૂરોમાં ગૂથ્યાં હતાં કે તે ગીતો અત્યંત લોકપ્રિય બની ગયાં. તેમને આમંત્રણ મળતું એવા જાહેર કાર્યક્રમોના આરંભમાં દેશભકિતનું ગીત ગાવાની પરંપરા તેમણે શરૂ કરી. તેવી જ રીતે લાહોરમાં તેમણે જાહેર કાર્યક્રમો વખતે 'વન્દે માતરમ્' ગાવાની પરંપરા શરૂ

કરી. ૧૯૦૭માં જ્યારે લાલા લજપતરાય અને અજિતસિંઘની લાહોરમાં ધરપકડ થઈ ત્યારે 'પગરી સમાલ ઓ ઝટ' અને 'સારે જહાઁ સે અચ્છા' એ બે દેશભકિતનાં ગીતોને પંડિતજીએ સૂર આપ્યા. એ બન્ને ગીતો ઘણાં લોકપ્રિય થયાં અને ખૂબ ફેલાવો પામ્યાં. તેમની આ રીતની દેશભકિતની પ્રવૃત્તિઓને કારણે એકવાર પોલીસે તેમની લાહોરની સંસ્થાની ઝડતી પણ લીધી હતી.

રાષ્ટ્રનેતાઓ તેમની દેશભકિતની પ્રવૃત્તિઓથી પરિચિત હતા, અને તેમનો ઘણો આદર કરતા. તેઓ મુંબઈમાં સ્થિર થયા તે પછી – ૧૯૧૫થી હિન્દી રાષ્ટ્રીય મહાસભાની પ્રત્યેક બેઠક વખતે 'વન્દે માતરમ્' ગાવા માટે પ્રત્યેક વર્ષે તેમને નિમંત્રણ મળતું. પંડિતજી આ બેઠકો વખતે આ તકનો લાભ નાની સંગીતસભાઓનું આયોજન કરવામાં લેતા. તેમની દેશપ્રીતિ અને નિર્ભયતા ૧૯૨૩ના કાકીનાડા કૉન્ગ્રેસ અધિવેશન વખતે જોવા મળ્યાં. હમેશ પ્રમાણે તેમણે અધિવેશનમાં હાજરી આપી અને 'વન્દે માતરમ્' ગાવા ઊઠયા. મોહમ્મદઅલી (પ્રસિદ્ધ અલી ભાઈઓમાંના એક) અધિવેશનના પ્રમુખ હતા. જેવું પંડિતજીએ 'વંદે માતરમ્' ગાવાનું શરૂ કર્યું કે પ્રમુખશ્રીએ સામ્પ્રદાયિકતાની ભૂમિકા પર તેમના આ ગીત ગાવા સામે વાંધો ઉઠાવ્યો. સભામંચ પર બેઠેલા બધા જ નેતાઓ આ અણધાર્યા વાંધાથી નારાજ થયા. પણ પંડિતજીએ તેમનો સામનો કર્યો અને ગીત ગાવાની મનાઈ કરવાની તેમની સત્તાને પડકારી. તેમણે કહ્યું: "હિન્દી રાષ્ટ્રીય મહાસભા એ કોઈ ધાર્મિક પંથનો ઈજારો નથી, કે નથી આ સ્થળ કોઈ મસ્જિદ જ્યાં સંગીત ગાવાનો નિષેધ હોય. તેથી મને 'વન્દે માતરમ્' ગાતાં રોકવાની તમને કોઈ સત્તા નથી. તદુપરાંત, અહીં ગાવાનું કોઈ ખાસ ધર્મની વિરુદ્ધ હોય તો પ્રમુખશ્રી તરીકેના તમારા સરઘસમાં સંગીત કેમ ચલાવી શકયા?" આમ કહીને પ્રમુખશ્રીની અનુમતિની રાહ જોયા વિના જ તેમણે 'વન્દે

માતરમ્ ' ગીત પૂરું કર્યું. આ પ્રસંગે સમગ્ર ભારતમાં તેમની પ્રતિષ્ઠા ફેલાવી. જેમ આ પ્રસંગે તેમની નિર્ભયતાએ 'વન્દે માતરમ્' ગીતની પ્રતિષ્ઠા બચાવી, તેમ એવા બીજા પ્રસંગે 'રઘુપતિ રાઘવ રાજારામ ' ની પ્રસિદ્ધ રામધૂનની પણ પ્રતિષ્ઠા જાળવી. ૧૯૨૫માં તેઓ અમદાવાદમાં રામાયણ પર પ્રવચનો આપતા હતા. વ્યાખ્યાનમાળા પૂરી થયા પછી તેમણે પવિત્ર રામાયણનો વરઘોડો કાઢવાનો નિર્ણય લીધો. તે વખતે અમદાવાદમાં કોમી હુલ્લડ ચાલતાં હતાં. સ્થાનિક મુસલમાન લોકોએ આ વરઘોડામાં ભંગ પાડવાનો વિચાર કર્યો. આથી ઘણા સ્થાનિક નેતાઓએ તેમને વરઘોડો કાઢવાનો વિચાર બંધ રાખવા સમજાવ્યા. પણ તેઓ અત્યંત અડગ રહ્યા અને જે થવું હોય તે થાય તેવું વલણ રાખી તેમણે કશી જ ધાંધલ વગર સફળતાથી વરઘોડો કાઢયો.

સંગીતના કાર્યક્રમોમાં રાષ્ટ્રભાવના સાથે અસંગત એવું કશું ન થાય તે માટે તેઓ વિશેષ આગ્રહી હતા. ૧૯૩૦માં સવિનય કાનૂનભંગની ચળવળ પૂરજોશમાં ચાલતી હતી. દારૂબંધીનો પ્રચાર આ ચળવળનું એક અંગ હતું. સ્વયંસેવિકાઓ સમગ્ર દેશનાં દારૂનાં પીઠાં પર પિકેટિંગ કરતી હતી. તે દિવસોમાં પંડિતજીએ મુંબઈમાં સંગીત સંમેલન ભર્યું હતું. આ સભામાં તેમના એક શિષ્યે કાર્યક્રમનો આરંભ 'રાગ દરબારી 'માં 'ખયાલ 'થી શરૂ કર્યો. વિલંબિતમાં 'ખયાલ' પૂરો કર્યા પછી તેણે 'દ્રૂત 'માં એક ચીજ ગાવાનું શરૂ કર્યું. ચીજના બોલ હતા: 'મધવા લા દે લા દે', આ એક રૂઢિગત ચીજ હતી અને ગવૈયાઓમાં અત્યંત પ્રિય હતી. પંડિતજીએ જેવી ચીજની પંકિત સાંભળી કે તેમણે જોરથી બૂમ પાડી: 'બંધ કરો'. તેમને પોતાના શિષ્ય સાથે વાદવિવાદ કરવો પડયો. તે આ ગીત બંધ કરવા તૈયાર નહોતો. પણ પંડિતજીએ આદેશ આપ્યો કે જો તે બીજી યોગ્ય ચીજ પસંદ કરશે તો જ તેને ગાવાની અનુમતિ મળશે, નહિતર તેને તરત જ બેઠક છોડી જવું પડશે.

આખરે તે સંમત થયો અને બીજી ચીજથી કાર્યક્રમ ચાલુ કર્યો. કાર્યક્રમ પૂરો થયા પછી પંડિત વિષ્ણુ દિગમ્બર તેને કહ્યું કે જ્યારે દારૂનાં પીઠાં પર પિકેટિંગ કરવા માટે સ્વયંસેવિકાઓ અત્યાચાર સહન કરી રહી છે ત્યારે મદ્યપાનની ઉત્તમતાના સંદર્ભવાળી ચીજ ગાવી તે અનુચિત છે. તેઓ માનતા કે રાષ્ટ્રભાવવિરોધી એવું કશું કલાકારે નહિ ગાવું જોઈએ. કલાકારો જો જવાબદારીભર્યું વર્તન દાખવશે તો જ સમાજમાં તેમની પ્રતિષ્ઠા ઊંચે આવશે.

જ્યારે કોઈ પંડિત વિષ્ણુ દિગમ્બરના જીવન અને કાર્યનું એક સમગ્ર અવલોકન કરે છે ત્યારે તેમની અનેકમુખી પ્રવૃત્તિઓથી તે આશ્ચર્ય પામે છે. ભારતીય સંગીતના વિશ્વમાં તેમનું એક અજોડ વ્યકિતત્વ હતું. આજે સમાજના અન્ય વ્યવસાયોની સાથે સંગીતકાર સમાન ભૂમિકા પર જે પ્રતિષ્ઠા ભોગવે છે તે માટે પંડિતજીના સતત પ્રયત્નોનો ફાળો ઓછો નથી. તેમણે કેટલાક ખાસ લોકોના સંકુચિત ડાયરામાંથી સંગીતની કલાને મુકત્ કરવાનો પ્રયત્ન કર્યો અને રાજાથી રંક સુધીનાં તમામને માટે તે કળાને સુગમ કરી અને સમાજના બધા વર્ગોમાં લોકપ્રિય કરી. ભારતમાં, અને ખાસ કરીને મહારાષ્ટ્રમાં તો હમણાંનાં વર્ષોમાં સંગીતને એક આદરણીય વ્યવસાય તરીકે અને સાંસ્કૃતિક શિક્ષણના એક ભાગ તરીકે સ્વીકારવામાં આવે છે. ભદ્ર પરિવારની સ્ત્રીઓ આ કળા કશા પૂર્વગ્રહ કે બંધનો વિના વધારે ને વધારે સંખ્યામા શીખે છે. મધ્યમ વર્ગના સંગીત-કળા વિશેના દૃષ્ટિકોણમાં આવેલા આ પરિવર્તન માટેનો યશ તેમના પ્રયત્નોને ફાળે જાય છે. તેમણે વિભિન્ન સાધનો દ્વારા સંગીતની કલાનું લોકશાહીકરણ કર્યું. સ્વરલિપિ સાથેની રચનાઓવાળાં પાઠયપુસ્તકો સાથે નિયત અભ્યાસક્રમ અને પરીક્ષાઓથી સંગીતના શિક્ષણને તેમણે વ્યવસ્થિત અને લોકપ્રિય બનાવ્યું. પોતાના પ્રગતિશીલ દૃષ્ટિકોણને લીધે સંગીતના વિદ્યાર્થીઓને તેમણે ખુલ્લા અને વૈજ્ઞાનિક દિમાગથી સંગી-

તના પ્રશ્નોનો અભ્યાસ કરવાને પ્રોત્સાહન આપ્યું.

ગાંધર્વ મહાવિદ્યાલય દ્વારા સંગીતના ક્ષેત્રમાં તેમણે અનેક નવા વિચારો આપ્યા, સારા ગાયકો અને સંગીત શિક્ષકો આપ્યા, જેઓ સમગ્ર દેશમાં તેમનો સંદેશો લઈ ગયા. ગાંધર્વ મહાવિદ્યાલય પોતાની વિવિધ પ્રવૃત્તિઓ, મોટે ભાગે, લોકમદદથી જ ચલાવતું. સંગીતના ક્ષેત્રમાં તે એક પ્રશંસાપાત્ર સિદ્ધિ કહેવાય. એ વર્ગમાં રહી આટલી બધી અસાધારણ સિદ્ધિઓ પ્રાપ્ત કરવી તે કોઈ પણ સંગીતકાર માટે ઓછા ગૌરવની વાત નથી. પ્રસિદ્ધ ઈતિહાસકાર વી. કે. રાજવાડેએ આધુનિક ભારતના દશ અસાધારણ મહાપુરુષોમાં યોગ્ય રીતે જ પંડિતજીની ગણના કરી છે. આજે પણ, સંગીતની પરંપરાને ઘડવામાં તેમણે જે મહાન કાર્ય કર્યું છે તે માટે તેમનું ગૌરવ કરાય છે અને એમ તેમણે ભારતીય સંગીતના ઈતિહાસમાં પોતાનું નામ સદા માટે અંકિત કર્યું છે.

Printed at Bharat Mudranalaya 1/11835 Panchsheel Garden Navin Shahdara Delhi-110032